# જોધપુરનો કર્ણસિંહ.

અથવા

## પાવશેરકી કટારીસેં હુલાંઊસારી બાદશાહી.

રજપુતાણીના શુરવિરપણા, સાહાસ,

ધૈર્ય અને પરાક્રમનું વર્ણન.

---

લખનાર.

**આંગ્લકવિ.**

છપાવી પ્રસિદ્ધ કરનાર.

**મુંબઈ પુસ્તકોત્તેજક મંડળી.**

---

મુંબઈ:

"પારસી પ્રિંટિંગ" પ્રેસમાં છાપ્યું છે.

સંવત ૧૯૪૪ સને ૧૮૮૮.

---

કીંમત દશ આના.

અમને અગાઉથી આશ્રય ઘણા સદ્‌ગૃ
મળ્યો છે, પણ તે બધાના નામ આ
લંબાણ થઇ જાય છે તેથી જેઓએ એક ...
નકલો લીધી છે તેમનાજ નામ અત્રે આપ્યા છે.

| | પ્રત |
|---|---|
| નેકનામદાર મહારાજા શ્રી સર કેશરીસિંહજી બહાદુર. કે. સી. એસ. આઇ. ... ... ... | ૨૫ |
| નેકનામદાર મહારાણા શ્રી નારાણદેવજી ... ... | ૧૦ |
| મહારાજાધીરાજ મહારાણા શ્રી વખતસિંહજી ... | ૫ |
| નવાબસાહેબ બીસમીલાખાનજી ... ... ... | ૫ |
| શેઠ દારાશાહ ડોસાભાઇ હજુર ડેપ્યુટી કલેક્ટર... | ૪ |
| મહારાણા પાટવી કુમાર શ્રી મોહનદેવજી... ... | ૨ |
| મહારાણા શ્રી બળદેવજી વી. નારાણદેવજી.. ... | ૨ |
| શેઠ છોટાલાલ ડાહ્યાભાઇ ... ... ... ... | ૨ |

આ સિવાય એકેક પ્રતના લગભગ બશો ગ્રાહક થયા છે.

# પ્રસ્તાવના.

પેલી જે રજપુત જાતી આપણે જોઇએ, હાલ તેમનું બળ કેટલેક દરજજે પડી ભાગ્યું છે તો પણ રણમાં તે અજય છે, શત્રુની સામેથી નાશી જવામાં અપકીર્તિ સમજનારી, વિચારમાં અચલિત છે. ભારતભુમીની મુગટ રૂપી જાતની સ્ત્રીઓ, રજપુતાણીઓ, હાથની મણી છે. જે વખતે મુસલમાનો આ ભારત ભુમી ઉપર સ્વારી કરતા ત્યારે ઘણી વખત આ રજપુતાણીઓએ પરાક્રમો દેખાડયાં છે. જુઓ પંજાબ કેશરી રણજીતસિંહની વિર નારી ચન્દા. આ ચન્દા ભારતીય ઇતિહાસનાં પડદાનું એક ઉત્તમ ચિત્ર છે. જુઓ રાઠોડની દીકરી તે ચિતોડના શિશોદીય રાજમહિષી ઝવેરબા. ચીતોડના સર્વોતમ રત્નમાંનું એક રત્ન. ઇ૦ સ૦ ૧૫૩૩માં જ્યારે ચીતોડનો મહાસંકટકાળ આવ્યો હતો ત્યારે આ ઝવેરબાએ તેનો ઉધ્ધાર કર્યો હતો. રજપુત સૈન્યને માથે આ અબળાએ, અરે કહો કે સબળાએ, વિજયી સેનાનો પરાભવ કર્યો હતો. અકબર બાદશાહની ચિતોડ ઉપર ચઢાઇના વખતમાં રાણા ઉદયસિંહની ઉપપત્નિ વિરાએ તેને નસાડી મુકયો હતો. મોગલ બાદશાહ ઔરંગજેબના વખતમાં યશવંતસિંહ રાઠોડે બાદશાહ સામે લડાઇ ઉઠાવી. આ લડાઇ બે દિવસ સુધી ચાલી ત્રીજે દિવસે રાજા યશવંતસિંહ પોતાન દેશ તરફ ચાલ્યો. આ વખતે તેમાંથી એકની પણ હાર થઇ નહતી. પણ ખરૂં જોતાં યશવંત હાર્યો હતો. પોતાના બચેલા સૈન્ય સહિત જોધપુર આવવા નિકળ્યો. પણ તે સુખરૂપ ત્યાં આવી શકયો નહિ. તેના આવવાનો માર્ગ એક માણસથી રોકાયલો હતો. આ માણસ તેની પ્રિયતમા રાણી હતી. મેવાડના શિશોદીયવંશની આ કુવરી તેના

પિતાના વંશનું ભુષણ હતી. તેણે આ લડાઇ વખતે સાંભળ્યું હતું કે, તેના પતિનું ઘણું ખરૂં બધું સૈન્ય નાશ પાંમી ગયું અને તેથી તે રણમાંથી નાશીને અત્રે આવે છે. તેણે કીલ્લાના દરવાજા બંધ કરવાનો હુકમ આપ્યો. રાણીના મુખમાંથી આવો અજાયબ જેવો હુકમ સાંભળીને તેના સખીઓ અજાયબ થઇ. તેઓ ધારતી હતી કે, રાણો યુદ્ધસ્થાનમાંથી આવશે એટલે રાણી તેનું સાંત્વન કરશે. તેઓએ તેમ કરવાનું કારણ પુછયું. રાણીએ ગર્જના કરીને કહ્યું, " રજપુત કુલમાં જન્મ લઇ, વિરપુજ્ય શિશોદીય કુલમાં લગ્ન કરી જે માણસનો પ્રાણ હોવા છતાં રણમાં પીઠ દેખાડે તે શું વિરપુરૂષ છે? નહિ, કદી નહિ, કદી નહિ. તે કાયર પુરૂષ છે—કાયર પુરૂષથી પણ અધમ છે. તે અધમ માણસને મારા આ કીલ્લામાં પેસવા દઇશ નહિ. તેનું મોહું જોઇશ નહિ. તેને કહેજો કે, એવા માણસનો હું સ્વામી કહીને સ્વીકાર કરી શકતી નથી. હું હમેશ તેને ધિક્કારૂં છું. કેમકે શિશોદીય રાજાનો જમાઇ કદી પણ આવા નિચમનનો થઇ શકતો નથી. તેણે યાદ રાખવું જોઇએ કે, આવા ઉચ્ચ વંશમાં લગ્ન કરી તેના સારા ગુણોનું ગ્રહણ કરવું જોઇએ. બને તો લડાઇમાં જય મેળવો જોઇએ. નહિતો શત્રુને હાથે મરવું જોઇએ. પણ પરાજય પામી ઘરમાં મોહું બતાવવા ન આવવું ."

આટલું તે એક પળમાં બોલી. બીજી પળે તેની આંખમાંથી અશ્રુની ધારા વહેવા માંડી. તેણે બાગમાં ચિતા તૈયાર કરવા હુકમ કર્યો. હવે તે જીવન ધારણ નહિ કરે તેની સાથે રાજાને પણ મરવું પડશે—પોતાના

સ્વામીને કલંકીત નહિ રેહેવા દે—એવી બધાની ખાત્રી હતી. એક પળમાં તેની કાંતી બદલાઇ. સ્વામીને હજારો ધિક્કાર આપવા લાગી. એ પ્રમાણે આઠ નવ દિવસ ચાલ્યું. સ્વામીને મુખ દેખાડવાને તે પ્રથમથીજ નારાજ હતી. આખરે તેની માતા તેની પાસે આવી. તેણે તેને ઘણી ઘણી સમજાવીને કહ્યું કે, રાજાશ્રાંતી દુર કરી પાછો લડાઇમાં જશે અને ઔરંગજેબને હરાવીને ગૌરવ પાછો હાથ કરશે."

તેની માતાના શબ્દોથી તેની આગ ઓલવાઇ. તેણે કીલ્લાના દરવાજા ઉઘાડવાનો હુકમ આપ્યો.

ખરીજ વિરતા વાલી નારી !

આ ઉપરથી જણાય છે કે, રાજસ્થાનની સ્ત્રીઓ હીંમતવાન અને ઉન્નત હ્દય વાલી હતી. હાય ! આજે એવી નારી ક્યાં છે ?

જોધપુરની આ રાણી અને હાડા વંશની કુમારીનું આ ચરીત્ર છે. જોધપુરની રાણીએ કેવી હીંમત અને વિરત્વ દેખાડયું હતું, તેનું આ દૃષ્ટાંતછે. સ્ત્રીઓ પોતાના સ્વામી ઊપર કેટલું હેત રાખે છે, અને પોતાનું પતિત્વ જાળવવાને કેવો યત્ન કરે છે તે આ વાત ઊપરથી ખુલું દેખાય છે. રજપુતાણીઓ હઠી આપે એમાંની હોતી નથી. જુઓ, અકબર જ્યારે નવરોજનો મેળો પોતાના મહેલમાં ભરતો અને ત્યાં બધા રજપુતરાજાઓ તથા અમીર ઉમરાવોની સ્ત્રીઓ વેચવા બેસતી ( જેમ હાલ મુંબઇમાં ભરાતા ફેન્સી બજારમાં તો સ્ત્રી તેમજ પુરૂષો, બેઊ વર્ગ ખરીદ કરવા જાયછે પણ તે મેળામાં તો ફક્ત સ્ત્રી-

ઓને દાખલ થવાની છુટ હતી.) અને તે વખતે બાદશાહ પોતે સ્ત્રીને વેશે ત્યાં ફરતો અને બધી લાવણ્યવતી ઓની સાથે વાતચીત કરીને ખુશી થતો. આથી તે કેટલોક બીગાડો કરતો. તેના ભુંડા હવસને તેથી તૃપ્તી થતી આવી રીતે ફરતાં એક દિવસે એક લાવણ્યવતીને તેણે એકાંત ચાલમા ઘેરી. લાવણ્યવતીએ અકબરશાહને ઓળખ્યો. ભારતવર્ષના અધિપતિને જોઇને તે કોઇ પણ રીતે ભયભીત થઇ નહિ. ક્રોધથી તેની બંને આંખો લાલ થઇ ગઇ, અને જાણે તણખા પડતા હોય તેવી રીતે દેખાઇ તેણે તરતજ પોતાના વસ્ત્રમાંથી એક તીક્ષ્ણ કટાર કાઢી ને બાદશાહની છાતી તરફ ધરી, આત્મ રક્ષાને માટે તૈયાર થઇ. યુવતીએ આવી રીતે ભારતવર્ષના અધીશ્વરને લક્ષ્ય કરીને તીક્ષ્ણ કટાર પકડીને આવી રીતે બોલી, "જે નરાધમ પવિત્ર ક્ષત્રિયકુલ કળંકિત કરવાને તૈયાર થાય છે તેને આ કટારથી જેવી જોઇએ તેવી શિક્ષા આપવી જોઇએ." આ વિર નારીએ પણ '**પાવ શેરકી કટારીમેં દુલાઇસારી બાદશાહી**' બાદશાહ તેની ભૈરવ મુર્તિ જોઇને સ્તંભિત થઇ રહ્યા. વિરાંગનાના વિરત્વભાવથી તે મનમાં ખુશી થયો. તેણે કોઇ પણ રીતનો જુલમ વાપર્યો નહિ. ગુણ પક્ષપાતી બાદશાહે ગુણની અમર્યાદા કરી નહિ. તેણે ઘણા સન્માનની સાથે આ તેજસ્વિની ક્ષત્રિય-મહિલાને વિદાય કરી.

આ વીરનારી વીર પ્રસવિની મેવાડ-ભુમિના શુક્તાવતવંશના સ્થાપિતાની કુંવરી અને આપણી વાર્તાના નાયક કૃષ્ણસિંહના રાઠોડ વંશના સાહસી પૃથ્વિરાજની ભાર્યા

હતી. લોક પ્રસિદ્ધ અકબરશાહ બાદશાહે તેને કલંકિત કરવાનો આ રસ્તો પકડયો હતો. પણ રજપુતરાજ મહિલાએ પુરૂશસિંહની સામે તેજસ્વિતા દેખાડીને પોતાના વંશના ગૌરવની રક્ષા કરી હતી.

આપણી વારતાની નાયક સુંદરરાણી પણ તેવીજ છે. તેણે દિલ્લીના એક આગળા બાદશાહને પોતાનું વીરત્વ કેવું દેખાડયું હતું અને તેના પતિ કર્ણસિંહ રાઠોડે કેવી રીતે તેને બચાવી લીધી હતી તેનું આ ટુંક વર્ણન છે. કર્ણસિંહનો કાકો ભીમસિંહ પોતાના રાજા અને ભત્રીજા તરફ કેટલો ભક્તિભાવ ધરાવતો તે તેના આત્મવિસર્જન ઉપરથી દેખાઇ આવે છે. આજ કાલના પૈસાના સ્વાર્થી કાકાઓ અને બીજા સગાવહાલાઓ જેવો સ્વાર્થ રાખે છે તેવો તેણે મુદલ દરશાવ્યો ન હતો, પણ જે વડીલ ભાઇ પોતાની મરતી વખતે જેને હાથમાં સોંપી ગયો તેને યથાન્યાયે વરતાવવો એવા વિચારથી તેણે તેનું કેવું સારૂં કર્યું તે દેખાય છે. હાલ તો 'કાકા મામા કહેવાના ને પાસે હોય તો ખાવાના.!

આ કામમાં અમને ઘણા ઘણા ગૃહસ્થો એ સારો આશ્રય આપ્યો છે તેમનો આ પ્રસંગે આ મંડળી આઆભાર માને છે. વાર્તા લખનાર ગૃહસ્થ પણ અમારી મંડળી માનો છે પણ તેને અમારા એક મિત્રે કેટલીક સહાય આપી છે. તેનો અમે આ પ્રસંગે ઘણોઘણો ઉપકાર માનીએ છીએ. કેટલાક કારણથી અમે તે ગૃહસ્થનું નામ જાહેર પાડી શકતા નથી.

ઘણી શોધ કરતાં ઉપયોગી ચિત્ર ન મળ્યાથી નાખ્યા નથી તેથી અગાઉથી થનાર ગ્રાહકોની અમે ક્ષમા માગીએ છીએ. ધારવા કરતાં પાના ઓછા તેથી હલકી બાંધણી ન કરતાં કપડાની બાંધણી કરી કે, તેથી વધારે સચવાઇ રહે.

ભાષાદોષ તથા નજર ચુકથી કેટલેક ઠેકાણે ભુલો રહી ગઇ છે તેની પણ વાંચનાર ક્ષમા કરશે એવી આશા છે.

સુજ્ઞને એટલુંજ કહેવું બસ છે.
તેજીને કાંઇ ચાબુક મારવો પડતો નથી.
તેને'તો મોઢાનો એક શબ્દજ બસ છે.
બાકી ટટ્ટુને જોઇએ તેટલા ચાબુક માર્યા કરો.

## દોહરો.

જનની જણતો ભકતજન, કાંદાતા કાં શૂર;
નહિતો રહેજે વાંઝણી, રખે ગમાવે નૂર.

**પુસ્તકોત્તેજક મંડળી.**

# જોધપુરનો કર્ણસિંહ.

અથવા

## પાવશેરકી કટારીમેં દુલાંઊંસારી બાદશાહી.

---

### રોલાછંદ.

જન્મ મરણ દુઃખ હરણ, ચરણ શ્રીહરિના સેવો;
એ પ્રભુ અભરાભરણ, તરણ તારણ છે તેવો;
કષ્ટ હરણ સુખ કરણ, ધરણ ધરણી ધીમંતો;
સુખ નિધિ અશરણ શરણ, વરણ ઊજવલ ગુણવતો.

---

### છપ્પો.

જય જય અશરણ શરણ, કરણ જગ હરણ સકલ દુઃખ;
તું પ્રભુ અભરાભરણ, તરણ તારણ કારણ સુખ;
કરણ તું અજરા મરણ, હરણ જન કામ ચરણ તુજ;
તુજ મુખમાં અમિ ઝરણ, વરણ ઉજવલ ભાસે મુજ;
ગુણ અધિક તેજ તારૂં અકળ, સકળ કળા કારણ કરણ;
દે પંથ ગ્રંથ ગ્રંથન કરણ, જય જય જય ધરણી ધરણ.

---

### આર્યાછંદ.

મોહન બાળમુકુંદા, નંદાત્મજ વ્રજ વિહારી વ્રજ ચંદા;
તું ટાળક ભવફંદા, તુજ ગુણ ગણિ ગાયછે છંદા. ૧
દુઃખ હર દીન દયાળા, ધર્માળા પ્રભુ સદા સુકર્માળા;
ગુણવાળા ગોપાળા, સ્મરણ કરૂં તારૂં શોભાળા. ૨
તું માતા તું ભ્રાતા, તું ધાતા તું તથા જગત્રાતા,
તું સુખ શાતા દાતા, પ્રણમું પ્રભુ પૂર્ણ પ્રખ્યાતા. ૩
હોંશીનાં મન હરવા, અભિલાષા ધરિ સુકાવ્ય આદરવા;
અભિમત પાર ઊતરવા, સંભારૂં સહાયતા કરવા. ૪

દલપતરામ.

એક વખતે જોધપુરમાં એક એવા રાજાનું રાજ હતું કે, જેનું નામ સાંભળીને ભરતખંડના બાજા રાજાએ કાંપતા હતા. તે બલવાન રાજા રામસિંહ હતો. રાવણ અને બાણાસુર સરખા જોરાવર રાજા પણ જ્યાં અમર રહ્યા નથી, ત્યાં આ રાજાનું તે શું બળ. કાળના હાથમાંથી જોરાવર કે નબળો, ગરીબ કે પૈસાદાર, નાનું કે મોટું કોઇ પણ બચી શકતા નથી. પોતાની પંચોતેર વરસની ઉમરે તે આજારી પડયો. આ વખતે તેની છેલી ઘડી છે એમ તે સમજતો હતો, તેથી પોતાના ભાઇ ભીમસિંહ અને પ્રધાન વિવેકસાગરને પાસે બોલાવીને આ પ્રમાણે કહ્યું:—ભાઇ ભીમસિંહ અને પ્રધાન વિવેકસાગર ! આ નાશવંત સંસારમાં હું વધારે વખત રહેવા પામું એમ મને લાગતું નથી.* મારો કર્ણસિંહ હજી નાદાન છે. તેને કોઇ વાતની સમજણ નથી. તમે કાકાછો તે મારે ઠેકાણે છો, તેથી તમે એની સંભાળ લેજો.

વૃદ્ધ રાજાથી હવે વધારે બોલાયું નહિ. તેણે ઇસારત કરી કર્ણસિંહને પાસે બોલાવીને તેનો હાથ ભીમસિંહના હાથમાં આપ્યો. તેણે તે ઘણીજ ખુશીથી લીધો, પોતાની આંખોમાં દાબીને પોતાના રાજા તરીકે તેને ગણવાના સોગન ખાધા. વૃદ્ધ રાજાની ખુશીનો પાર રહ્યો નહિ. થોડીવાર પછી, મધ્યાન્હ વેળાએ એક વખતના આ બલવાન રાજાએ ઇશ્વરનું ભજન કરતાં પોતાનો દેહ છોડી કૈલાશવાસ કર્યો. રાજબાગમાં સુખડની ચિતા ખડકીને શબને અગ્નિ સંસ્કાર કર્યો. તેના મરણની સઘળી ક્રિયાઓ કર્યા પછી, કર્ણસિંહને તેના કાકા અને પ્રધાને મોટી

ધામધુમ સાથે રાજપદ ધારણ કરાવ્યું. આ વખતે તેની ઊમર ૨૪ વરસની હતી. તેના શરિરનો બાંધો, કસરત વગેરે મરદાનગી ભરેલી રમતોથી કસાયલો હોવાથી, મજબુત હતો. તનું રૂપ દેવતઇ હતું. યુદ્ધમાં તે વિર હતો. તેના બાળપણના લક્ષણો ઉપરથી એમ જણાતું હતું કે, આગળ જતાં તે બાપના જેવું નામ કાઢશે. આટલી ઊમરે તે કુંવારો રહ્યો હતો, રાજગાદી ઊપર બેઠા પછી કાકા અને પ્રધાને તેને ઘણો ઘણો સમજાવ્યો. પણ ફોગટ ! ઘણાખરા નાના મોટા રાજા રાણાઓ તેને પોતાની કુંવરીઓ પરણાવવાને ખુશી હતા, પણ તે કબુલ થતો નહિ. બધા રાજા રાણાઓને આ પ્રમાણે ના પાડવાનું કારણ જ્યારે તેના કાકા અને પ્રધાને તેને પુછયું ત્યારે તેમને એટલોજ જવાબ આપ્યો કે, તેને લાયક કોઇ કન્યા હતી નહિ. જ્યારે લાયક મળશે ત્યારે લગ્ન કરીશ. આ પ્રમાણે જવાબ મલ્યો ત્યારે તેમણે કહ્યું કે, જ્યારે એવુંજ છે ત્યારે કોઇ લાયક કન્યા શોધી તેની સાથે લગ્ન કરો. કર્ણસિંહે તેમનું કહેણ સાંભળ્યું ન સાંભળ્યું કરવા માંડયું, પણ તેઓએ દબાણ કરવાથી આખરે તેણે રાજ ગોરને મોકલવા કબુલ કર્યું.

પછી તેણે રાજગોરને બોલાવી મંગાવ્યો. આ ગોર રાજા રામસિંહના વખતનો હતો. તેના બાપદાદા પણ જોધપુરના ગોર હતા. કર્ણસિંહ ઊપર તેની અત્યંત પ્રીતિ હતી. તેની ઊમર પચાશેક વરસની હતી, પણ રાજાને ત્યાં સુખથી દિવસ નિર્ગમન કરેલા હોવાથી તે ચાળીશ વરસના જેવડો લાગતો હતો. રાજા આ વખત પોતાના

મહેલના એકાંત દિવાનખાનામાં બેઠો હતો. પાસે કામ-કાજના કાગળો પડેલા હતા, તે ફેરવી જોતો હતો એટલામાં ગોર આવ્યો. તે આશિર્વાદ દઇને ઊભો રહ્યો. રાજાએ તેને બેસવા આસન આપ્યું. ગોર બેઠો. રાજા એક કાગળ વાંચતો હતો તે પુરો કરી રહ્યા પછી તેના આગળ આવ્યો અને તેની સામેના આશન ઉપર બેઠો. ગોરે કેટલીક અહીં તહીંની વાતો કરવા પછી પોતાને બોલાવવાનું કારણ પુછ્યું. રાજાએ કહ્યું:—મહારાજ, તમે જાણોતો છોજ કે, મારા પિતા જીવતા જીવત મને પરણાવવાનો વિચાર કરતા હતા પણ મારા આગ્રહથી તે બંધ પડી ગયો હતો. હવે મારા પુજ્ય કાકા અને પ્રધાનજી મને એ વાતની બહુજ જોહોંશ કરે છે. તેથી મારે લાયક કન્યા હોય તેનો શોધ કરવો છે. કહ્યું છે કે:—

> પ્રીતજો કરત વાસો પ્રીતકો પરસ કીજે,
> પ્રીતકો ન ધારે વાકો ચીતમે ન ધારીએ;
> ગ્યાનજો કરત વાસો ધ્યાન હુ લગાય દીજે,
> મૂરખકે આગે કેઆ ગ્નાનહી બીસ્તારીએ;
> દીપકકી જોત દેખ જલતહી પતંગ ત્રસે,
> પરદેશીસે હેત કરન બાન પ્રેમ ઝારીએ,
> રાજા ઓર રાનખાન કેશવ દીવાન કહે,
> આપકું ન માને વાકો આપહીન માનીએ

માટે આપ મારી છબી લઇને જાઓ, અને ગામોગામ ફરી મારે લાયક કોઇ કન્યા હોય તેની છબી લઇ આવો. અને તેની ચાલ ચલણ, લક્ષણ વગેરે બરાબર જોઇ આવજો. જેની સાથે આખા ભવનો સંબંધ બાંધવો તેની

ખરેખર તપાસ કરી જોઇએ હાલ આપણા શહેરમાંજ એવા કેટલાક કજોડા મલી આવશે કે, તેમનામાં કંકાશનું બી રોપાયલું હશે. કોઇ વર નાનો હશે તો કન્યા મોટી હશે અને કદાચ સાઠ વરસના ડોસાને દશ વરસની બાળકી સાથે પાનુ પડયું હશે. આવા કજોડાથી આગલ ચાલતાં ઘણું નુકશાન થઇ પડે છે. કોઇ સ્ત્રી ચંચલ હોય અને તેનો ધણી રાંક હોય તો તે બાપડાને ઘણુંજ સોસવું પડે છે. માટે એવા કજોડાથી સાવધ રહેવાનો વિચાર છે. માટે તમે પોતે જઇને મારા કહ્યા પ્રમાણે કામ કરી આવો. આપ મારા પિતાજીના વખતના છો, અને આપના હાથે આવા કામ સેંકડો નિકળી ગયા હશે. તેથીજ આ કામ આપને સોપ્યું છે માટે આપ જવાની તૈયારી કરો અને પરદેશમાં ભલામણના કાગદ લખાવી લઇ જાઓ.

રાજાનું આવું બોલવું સાંભળીને ગોરની ખુશીનોતો પાર રહ્યો નહિ. તેને ખુશી ઉતપન્ન થઇ તે કાંઇ પોતાનું કામ થઇ જશે તેની ન હોતી, પણ પોતાના રાજાના લગ્ન બાબતની હતી. બીજા બ્રાહ્મણોના જેવો તે લોભી ન હતો. કરણસિંહના પિતાએ તેને સારી રીતે રાજી કર્યો હતો. તેને વંશપરંપરા એક ગામ બક્ષીસ કર્યું હતું જેની આવક તેને પુરતી હતી.

રાજાને આશિર્વાદ આપીને તે ચાલતો થયો. મુસાફરીએ જવાની અગત્ય જોગ તયારી તથા ભલામણના કાગદ લઇને ગોર મહારાજ તો કન્યા શોધવા ચાલ્યા. પ્રથમ જેપૂર આવ્યા ત્યાં આવતાં ખબર કાઢવા માંડી તો ત્યાંના એક સરદારની છોકરી કુંવારી હતી, ત્યાં જઇને

પોતાની ભલામણનો કાગદ આપીને બધી હકીગત કહી. રજપુત સરદાર ખુશી થયો. પણ ગોરે કહ્યું કે, હું તો ગામોગામ શોધવા નિકળ્યો છું અને કન્યાઓની છબી- ઓ લઇ જવી છે માટે રાજા જેને પસંદ કરશે તેની છબી રાખી બીજી પાછી લાવીશ. સરદારે તે કબુલ કરી પોતાના દીકરીની છબી આપી. ગોર તે લઇને બીજી કન્યાનો શોધ કરવા ચાલ્યો, તે ઊદેપુર આવ્યો પણ ત્યાં તો નિરા- શ થયો. જેસલમીર, અજમેર, આબુ, મારવાડ, મેવાડના ગામો વગેરે ઠેકાણે ફર્યો, પણ ક્યાંય પણ પોતાના રાજા લાયક કન્યા મળી નહિ આખરે બુંદીકોટા આવી પહોંચ્યો. બુંદી કોટાનો હાડો રજપુત રાજા અમરસિંહ હતો. આ અમરસિંહ હાડો મહાબલવાન કહેવાતો હતો. તેને એકની એક પુત્રી હતી. તેનું નામ સુંદરબા હતું. તેની ઉમર શોળ વરસની હતી. તેના વિવાહ થયા ન હોતા. ‘ પોતાને લાયક પતિ મળે તોજ પરણવું ’ એવો તેનો નિશ્ચય હતો. સ્વરૂપમાં પોતાના નામ પ્રમાણે સુંદર હતી. હાડાઠાકોરને શિકારનો ઘણો શોક હતો તેથી તે વારંવાર શિકાર કર- વા જતો. બાપની સાથે તેની આ કુંવરી પણ શિકાર ક- રવા જતી, અને તેથી તે વધારે ખીલી હતી. નાની હતી ત્યાં સૂધી ઘણા હથીઆર બાંધતી, પણ મોટી થતાં બીજા હથીઆરો છોડી દઇને કમરમાં ફક્ત એક કટાર રાખતી. આ કટાર કોઇ પણ વખત તે છોડતી ન હોતી. જમતાં કહો કે બેસતાં કહો. ઉઠતાં કહો કે સુતાં કહો. રાજગોર ની દૃષ્ટીમાં આ કન્યા પોતાના રાજા વાસ્તે યોગ્ય લાગી. માતાની સારી કેળવણીથી અને પિતાની દેખરેખથી તે

સારી કેળવણી હતી. ગાયન અને ચિત્ર કળામાં તે પ્રવી-ણ હતો. રાજગોર રાણાને ત્યાં ગયો અને તેને એકાંત મલી વાત કહી. રાણો ખુશી થયો. વિચાર કરી જવાબ આપવા કહ્યું. રાજગોરે કર્ણસિંહની છબી આપી. ગોરનો ઊતારો સીધા સામાન વગેરેની બરાબર તજવીજ કરી પોતે છબી લઇ ખુશીથી ઊભરાતા અંતઃકરણે આનંદની લહેરમાં—કર્ણસિંહ જેવો પોતાને જમાઇ મળશે તેના વિચારમાં લીન થતો અંતઃપુરમાં ચાલ્યો.

રાજાના ગયા પછી રાજગોર મનમાં વિચાર કરવા લાગ્યો. "આહાહા! શું કન્યા છે! શું એની ચાલ છે! જાણે હંસગતિ! તડાકા ભડાકા કરતી અને આખા અં-ધકારને સલગાવી મુકતી બીજી જાણે વીજલીજ હોયની! મ્હારા રાજાને લાયક કન્યા જો કોઇ હોય તો તે આજ છે." રાજગોર આવા વિચારમાં તદ્‌લિન થયો હતો એટલામાં રાણો શું કરેછે તે જોઈએ.

અંતઃપુરમાં જઇને રાજાએ પોતાની રાણી તથા કુંવરીને એકાંતમાં બોલાવીને બધી વાત અથેતિ કહી સુંદરબા શરમાઇ ગઇ-તેણે નીચે જોયું. લજ્જાને મારે કાંઇ બોલી શકી નહિ. અમરસિંહે તેની મુખ ચર્યા ઉપરથી જાણ્યું. રાણી પણ કર્ણસિંહને પોતાની કન્યા આપવાને ખુશી હતી. બીજે દિવસે રાજગોરને છબી આપી વીદાય કર્યો. પોતાને કર્ણસિંહ જેવો પતિ મળશે એ સાંભળીને કુંવરીને ઘણીજ ખુશી પેદા થઇ. તે મનમાં ઇશ્વરનો ઊપ-કાર માનીને કહેવા લાગી:—હે દીનદયાળ! મારી આટલા વરસની ધીરજનું હવે મને ફળ મળશે ખરૂં. તારી લીલા

અપરંપાર છે. તારા ભેદને કોઇ પહોંચી શકતું નથી. કર્ણસિંહ જેવા પતિ જેના નસીબમાં હોય તેનેજ મળે છે.

આવા આવા અનેક તુરંગો કુંવરીના મનમાં ઉઠવા માંડયાં આ તરફ રાજગોર બેઉ કન્યા ઓની છબી લઇને જોધપુર આવ્યો. રાજા આગળ બેઉ છબીઓ મુકી તે કોની કોની હતી તે કહી સંભળાવ્યું. રાજાએ હાડાની કુંવરીને પસંદ કરી રાજગોરે તેનું વર્ણન કહી સંભળાવ્યું. તેનું ખુબસુરતી વર્ણન સાંભળીને તે ઘણોજ ખુશી થયો. તે મનમાં બોલ્યો:—આહાહા, પ્રભુ! મને જેવી સ્ત્રી જોઇતી હતી તેવીજ આપી. જેના ધન્ય ભાગ્ય હોય તેનેજ આવી સ્ત્રી મળે. એનું નામ પણ સુરંભા છે એટલે પછી એના રૂપમાં તે શું પુછવાનું હોય! ગોરના કહેવા પ્રમાણે એના તનની સુંદરતા કરતાં એના મનની સુંદરતા વધારે છે. બહારની સુંદરતા ફક્ત બતાવવાની છે પણ જ્યારે મનની સુંદરતા હોય ત્યારેજ માણસ વખણાય છે.

આ પ્રમાણે કર્ણસિંહ મનમાં વિચાર કરતો. રાજ ગોર તેની સામે એક દ્રષ્ટીએ જોઇ રહ્યો હતો. આખરે કર્ણસિંહે તેને કહ્યું:—ગોર મહારાજ, તમે પાછા બુંદી કોટા જઇને મારા વિવાહ નક્કી કરી આવો.

હુકમ પ્રમાણે ગોર એ ત્રણ દિવસ રહીને પાછો બુંદી કોટા ગયો અને ત્યાં વિવાહ કબુલ કર્યો. હાડાએ રીત પ્રમાણે શ્રીફળ વગેરે આપ્યું અને પોતાના જોશીજીને બોલાવીને સારૂં મુહુર્ત્ત જોવરાવ્યું. જોશીએ માગસર શુદ ૧૦ ને રવિવારના લગ્નનું શુભ મુહુર્ત કહાડી આપ્યું. ગોર લગ્નની તીથી લઇને પાછો જોધપુર આવ્યો, કર્ણસિંહ

ને વધામણી આપી. વધામણીમાં ગોરને કર્ણુસિંહે પાઘડી અને સોનાના કડાં આપ્યાં. કર્ણુસિંહને ગોર તો ખરા અંતઃકરણથી આશિર્વાદ આપવા લાગ્યો.

બુંદી કોટામાં રાજકન્યાના લગ્નની ધામધુમ થઇ રહી છે. પોતાની એકની એકજ કન્યા હોવાથી અમરસિંહ હાડો મોટી ધામધુમ કરવા પડયો છે. રૈયતને પણ ઉત્સાહ છે તેથી ઘરોઘર રંગ ઘોલવા તથા રોશની કરવા માંડી છે. લગ્ન દિવસ પાસે આવતો જાય છે. કન્યાના મનમાં ખુશી વધારે ને વધારે પેદા થતી જાય છે. એકાંત મેહેલમાં રાજકન્યા કર્ણુસિંહની છબી લઇને બેઠી છે. વારંવાર તેમાં જુએ છે. પોતાના રૂપ રંગ સાથે તેની સરખામણી કરે છે, અને આ પ્રમાણે બડબડતી વારંવાર સંભળાય છે:— •

"ધન્ય ભાગ્ય હશે જે નારીના તેજ આવો પતિ પામશે! પૂર્વજન્મના પૂન્યથીજ આવો પતિ મળે છે. આહાહા! શું એમની કાંતી! શું એમનું સ્વરૂપ! ઇશ્વર, પતિ આપ તો સાત જન્મ આવોજ આપજે!"

આવી રીત દિવસમાં દશ વખત બોલતી.

લગ્નનો સમય થવા આવ્યો તેથી રજપૂત રાજાની રીત પ્રમાણે કર્ણુસિંહે પોતાનું ખાંડું મોકલ્યું. રાજકન્યાને હાડાએ ખાંડાં સાથે ત્રણ ફેરાં ફેરવ્યાં અને ચોથું ફેરૂ પોતાના ધણી સાથે ફેરવવાને સાસરે રવાના કરી. દીકરીને દાયજામાં હાથી, ઘોડા, રથ, મ્યાના, દાસ દાસી, અને પોતાની શક્તિ પ્રમાણે દાગીના આપ્યા. જેવી ધામધુમથી લગ્ન કર્યાં હતાં, તેવીજ ધામધુમથી તેને રવાના કરી.

રસ્તામાં ધારતી તેથી પોતાના માણસો સાથે પહોંચાડવા આપ્યા. કર્ણસિંહ તરફથી એકવિશ વિશ્વાસુ રજપુતો આવ્યા હતા.

મંજલ દર મંજલ કરતાં તેઓ ચોથે દિવસે જોધપુરમાં આવી પહોંચ્યા. અહીં કર્ણસિંહે લગ્નની તયારી કરી રાખી હતી. શુભ મુહુર્તે જોઇને ચોથું ફેરું ફરવા માંડયું. આ વખતે તેના પીયરના તરફનું કોઇ ન હોતું. ફક્ત તેની સાથે આવેલી દાસીઓ હતી. તેના સાસરા તરફની સ્ત્રીઓ બધી એકઠી મલેલી હતી કર્ણસિંહની બાજુમાં તેની બહેન રૂપાળીબા બેઠી હતી. વેદીઆ બ્રાહ્મણો એક બાજુ હોમ હવન કરેછે. બીજી બાજુ વાજીત્ર વાગે છે. સ્ત્રીઓ મંગળ ગીત ગાય છે. રાજાના લગ્ન જોવાને ગામના અમીર ઉમરાવો અને શેઠ સાહુકારો મળ્યા છે. ચોમેર આનંદ પ્રવર્ત્તી રહ્યો છે. મંગલ ફેરો ફરવા સમય થયો. વરકન્યા ઉઠી ઉભાં થયાં. બ્રાહ્મણો વધારે મોટેથી મંત્રો પુકારવા લાગ્યા. આખરે ચોથું ફેરૂં ફર્યાં અને લગ્ન ક્રિયા સમાપ્તકરી. છબી જોઇ હતી તેના કરતાં કર્ણસિંહનું રૂપ વધારે સુંદર જોઇને કન્યા મનમાં વધારે હરખાવા લાગી.

આ તરફ સ્ત્રીઓ કન્યાની કપડા વગેરેની ચતુરાઇ તપાસવા મંડી. કન્યામાં શાશા ગુણદોષ છે તે કાંઇ સ્ત્રીઓ તપાસતી નથી, પણ કપડા કેમ પહેર્યા છે માથું કેમ ઓલ્યું છે. ઘરેણા પહેરવામાં કેવી ચતુર છે. વગેરે તપાસે છે. તેમ આને પણ તપાસવા માંડી. વરરાજાની બહેન રૂપાળીબા અને બીજી સ્ત્રીઓએ મળીને પહેલાંતો તેનું માથું તપાસ્યું કે તે ઓલતાં આવ્યું છે કે નાહ ? માથું

। બરોબર ઓલ્યું હતું તેથી તે જોવાનું રહેવા દઇને શરીરના બીજા ભાગોમાં પહેરેલા ઘરેણાં કપડા વગેરે જોવા લાગી, તો તે પણ બરોબર હતાં. જોતાં જોતાં કમર આગળ જોયું તો તેમની નજર કમરે બાંધેલા કમરબંધ ઉપર પડી. આથી રૂપાળીબા અને બીજી સ્રીઓ ચમકી વધારે ધારીને જોતાં તેમાં ખોસેલી એક નાની કટાર જણાઇ. સ્રીઓને આથી નિંદાનો ખોરાક મલ્યો. તેઓ માંહો માંહે એક બીજીને કહેવા લાગી કે, સ્રીએ તે વળી હથીઆર શા બાંધવા ?! રૂપાલીબાને પણ તે વાત પસંદ ન પડી તેથી તેણે પણ તરતજ કહ્યું:—" સુંદર વહુ ! આપણે સ્રી જાત, તેને તે વલી હથીઆર શા ? હથીઆર તો પુરૂશાનેજ શોભે. માટે મારૂં કહ્યું માની આ પાસેર લોઢાની કટારી તમારા ધણીના ચર્ણમાં મુકો. એ એમને કામની છે. આપણે એ શા ઉપયોગની છે ?

પોતાની નંણદ રૂપાળીબાનું આવું બોલવું સાંભળી સુંદરે મનમાં હસીને કહ્યું:—બહેનબા ! તમે કહોછો તે તો બધું ખરૂં !! પણ મારા પિયેરમાં બધાં નાનાં મોટાં હથીઆર બાંધતાં તેથી મેં પણ આ પાસેર લોઢાની કટારી બાંધી છે. તમે કહો છો કે, આ છોડી મુક તો તે હાલતો હું છોડી શકું એમ નથી પણ જ્યારે મારા બાપના ઘરનું એકવાર ફરીથી પાણી પી આવીશ તે પછી તમે કહેશો તો છોડી મુકીશ. જેને તમે પાશેર લોઢાની કટારી કહો છો તે કેવી ઉપયોગની છે તે તમે જાણતા નથી. એતો " પાવશેરકી કટારીમેં દુલાંઊંસારી બાદશાહી "

સુંદરના આવા બોલ સાંભળીને રૂપાલીબાતો વીલીફી પડી ગઇ. ' ઠીક છે એમ કરજો ' એટલોજ તેણે ઉતર

આવ્યો. પણ સુંદરાબાના છેલા શબ્દોએ બીજી સ્ત્રીઓમાં ઘણા અજાયબી ઉત્પન્ન કરી. તરત તો તે બાબત ઉપર વાત કરવાને તેઓએ અખાડા કર્યા. કર્ણસિંહના લગ્ન સમાપ્ત થયા અને સ્ત્રીઓ પોત પોતાને ઘેર ગઇઓ, પણ રૂપાલીબા મનમાં કપટ રાખીને બેઠી. તેનું ચાલતું હોત તો તે ધણી ધણીઆણી વચ્ચે વેર પડાવત. કર્ણસિંહ એક તો પોતે શુરો અને તેમાં પોતાની સ્ત્રીને મોઢે આવી શુરાતનની વાત સાંભળી તેથી ઘણોજ ખુશી થઇ ગયો. રૂપાલીબા એનો પોતાના ભાઇની આગળ ભાભીની નીંદા કરવા માંડી. પણ તે કાંઇ કાચાકાનનો નહોતો. પોતાની બહેનનો સ્વભાવ તે સારી રીતે જાણતો તેથી જ્યારે તે વાત કહાડતી ત્યારે ત્યાંથી ઊઠી જતો.

જોધપુરમાં આ વાત પસરી ગઈ. જે સ્ત્રીઓ લગ્નમાં આવીઓ હતી તેમણે તે વાત બીજીઓ આગળ કરી તેઓએ તે એક બીજીને મોઢે કહેવા માંડી અને ત્રણ દિવસમાં તો ઘેરે ઘેર એ વાત ચાલવા માંડી. નવરી બેઠેલી સ્ત્રીઓને તો તે એક કામ થઇ પડયું. સ્ત્રીઓને મોઢે એક વાત આવી તો ગામમાં થાલી ફેરવવી પડતી નથી. પણ આવી સ્ત્રીઓ કાંઇ બધે બધ હોતી નથી.

બનવા કાળ છે તેથી એવું બન્યું કે, દીલ્હી શહેરના બાદશાહના બે ભાણેજાઓ રહીમ અને કરીમ કરીને હતા. તેઓ ગામો ગામ ફરતા ફરતા જોધપુરમાં આવી ચઢયા હતા. તેમને કાને આ વાત આવી. પહેલાં તો તેઓએ તે વાત માની નહિ, પણ વધારે તપાસ કરતાં તે ખરી માલમ પડી. બેઉ ભાઇઓએ દીલ્લી પાછા જવાનો ઇરાદો કર્યો.

તે તરફ રવાના થયા. ક્યાંય પણ ન રોકાતાં પરબારા દીલ્હી આવ્યા. પોતાને ઘેર ન જતાં બહારોબહાર બાદશાહના મહેલમાં ગયા. બાદશાહે તેમને મુસાફરીથી એટલા જલદીથી પાછા ફરવાનું કારણ પુછ્યું. તમણે તે વિદિત કર્યું. બાદશાહને તે સાંભળતાંજ પગથી તે માથા સુધી ઝાલ ઉઠી. તે તપી જઇને બોલ્યો:—બચ્ચાજી ફીકર ન કરો ! એ કર્ણસિંહ તે શા હિસાબમાં ! હું દિલ્લીનો બાદશાહતો ખરોકે, એની સ્ત્રીને ઉચકી લાવી પરણું અને એનું રજપુતનું નામ બુડાવું ! જોઊંતો ખરો કે, એ " પાવશેરકી કટારીમેં દુલાંઊંસારી બાદશાહી " કહેનાર સ્ત્રી કેવીક બલવાન છે ?! હું જે આખા હિંદુસ્થાનનો બાદશાહ તેને એક સ્ત્રી અપમાન આપે !

બાદશાહને આ પ્રમાણે ઘણોજ ગુસ્સે થઇ ગયલો જાણીને બેઉ ભાઇઓ મનમાં તો બહુજ ખુશી થયા, પણ બહારથી કાંઇ પણ ન હોય તેમ તેને ધીરજ આપવા માંડી, તેઓ બોલ્યા:—મામા એ કાંઇ ખાદ્યોનું કામ નથી. રજપુત સામે લડવું છે આપણી પાસે લશકર વધારે છે પણ પણ એમને આપણે પહોંચીશું નહિ. એમના કીલા મજબુત છે. માટે કાંઇ પણ હિકમત કરીએ તો ફાવીએ એમ છે. માટે અમને પાછા જોધપુર જવાદો અને તેનું હરણ કેવી રીતે કરવું તે બાબતની અમે ચોકશી કરીને તમને જણાવીશું.

બાદશાહે તેમનું બોલવું કબુલ કર્યું. બે ચાર દિવસનો વિસામો લઇને રહીમ કરીમ પાછા જોધપુર તરફ રવાના થયા. મંજલ દર મંજલ કરતાં તેઓ જોધપુર આવી પહોંચ્યા અને ત્યાં છુપી તજવીજો ચલાવવા માંડી.

કર્ણસિંહના લગ્ન થઇ ગયે લગભગ બે મહીના થવા આવ્યા છે, તેમાં તે અને સુંદરરાણી ઘણા સુખમાં દિવસ ગુજારે છે. રૂપાલીબા પોતાથી બનતો પ્રયત્ન કરેછે કે કેમ કરતાં બેઉમાં જુદાઇ થાય. પણ રાજા રાણી એક બીજાને અતિશય ચહાતા હતા તેથી એમ બની શકયું નહિ. રૂપાલી, ખેર, તારા નશિબની વાત! એક દિવસે રાજા રાણી એકાંતમાં બેઠા હતા તે વખતે રાણીએ કહ્યું પ્રાણનાથ! આપણા લગ્ન થયે લગભગ બે મહિના થવા આવ્યા છે. આણું વાળવાનો સમય પણ છે. તેથી મને પિયર જવા રજા આપો તો સારૂં.

રાણીનું આવું બોલવું સાંભળીને રાજા પહેલાં તો વિચારમાં પડી ગયો, પણ પછી કહ્યું:—પ્રાણ વલભા! તું કહે છે તે તો રીત પ્રમાણે થવું જોઇએ, પણ તારા વગર મારા દિવસ નિકળવા મુશકેલ છે, તેથી મારૂં મન તને રજા આપવા નથી ચહાતું.

સુંદરરાણી બોલી:—પ્રાણનાથ! એક વખત ગયા વગર તો છુટકો નથી. મોડે વહેલે એક વખત જઇતો આવવું પડશે માટે હાલ મને રજા આપો. આપ જ્યારે મને તેડવા માણસ મોકલશો, ત્યારે તેની સાથે તરતજ આવીશ.

કર્ણસિંહે નાચારીથી રજા આપી. રાણીએ જવાની તૈયારી કરી. પોતાના બાપ જોગું લઇને તે બુંદી કોટા જવા નિકળી. પિયરથી પોતાની સાથે આવેલી વિશ્વાસુ દાસી અને કર્ણસિંહે આપેલા પચીશ રજપુતો લીધા. રસ્તામાં

કરીમે આ લાગ બરોબર સાંધ્યો. પણ પોતાના બાર સિપાઇઓથી તે પચીશ રજપૂતોને નહિ જીતાય જાણીને પછવાડે ન લાગ્યા. પણ બીજી યુક્તિ કરી. જોધપુર રાણી નિકળી તેની પાછળ તેઓ પણ નિકળ્યા. જંગલમાં જ્યાં રાણીએ ઊતારો કર્યો હતો ત્યાં પોતાના એક માણસને કેમ બોલવું ચાલવું તે શિખવીને મોકલ્યો તે માણસ ઉતારા આગલ આવ્યો અને તે રજપુતોના વડાને મલ્યો. પહેલાં તેણે કહ્યું કે, મને માફ કરો તો જે કાંઈ મારે કહેવાનું છે તે કહું. સરદારે તેને ક્ષમા બક્ષવાથી તે પોતે કોણ હતો અને શા કારણ માટે આવ્યો હતો તે જણાવ્યું. પણ જમાદારે પહેલાં તો સાદી રીતે ના પાડી. વળી વધારે તે માણસ બોલ્યો કે, જો તમે મારૂં કહેવું કબુલ કરશો તો તમને એક ગાંમ વંશપરંપરા બક્ષીસ અપાવીશ. અને બાદશાહની દરબારમાં અમીરની પદવી મળશે. તમારે ફક્ત રાણીને અમારા સ્વાધીનમાં સોંપી આપવી. હવે તે રજપુત બચ્ચો—જમાદાર—તપી ગયો. પણ પોતાનું અભય વચન સંભાળીને તે બોલ્યોઃ—"એમ કાંઇ બનશે નહિ. અને ફરીથી જો એ બાબત વધારે કાંઇ હીલચાલ કરવામાં આવશે તો એકે એકને પકડીને કેદ કરીશ." જોધપુરમાં બાદશાહ તરફના ફકત પાંચ સાત જણા હતા તેથી તેઓ વધારે ગડબડ કરવા વગર ચુપ બેઠા. જમાદારે આ વાતની કર્ણસિંહને જાણ ન કરી. જો જાણ કરે તો તેમાંથા પરીણામ માઠું નિપજે.

'આ તરફ સુંદર રાણી બુંદી કોટા તરફ રવાના થઇ અને રહીમ કરીમ દીલ્હી તરફ રવાના થયા. પોતાનો

મામો જે બાદશાહ તેને મળ્યા અને બનેલી સર્વે હકીકત કહીને કહ્યું:—મામાજી! હવે એ તમારૂં પોતાનું કામ છે. હાલ ફક્ત પચીશ રજપુતોને લઇને પીયર ગઇ છે અને પાછી ફરશે ત્યારે પણ એટલાજ માણસો સાથે લઇને ફરશે. એ ત્યાંથી થોડા દિવસમાં પાછી ફરનાર છે, તેથી આપ બે હજાર માણસની ફોજ લઇને રસ્તામાં ઉભા રહેજો. અને જેવી એ પાછી જોધપુર જાય કે, તરતજ પકડી લેજો. એના થોડાક માણસો આપણા બે હજાર માણસોની સામે થઇ શકનાર નથી, અને કદી થશે તો તેમનું કાંઇ વળનાર નથી.

રહીમ કરીમનું આવું બોલવું સાંભળીને બાદશાહે તયારી કરવા માંડી. પોતાના સૌથી સુન્દર સિપાઇઓ તેણે સાથે લીધા અને પાંચ પાંચ દશ દશ થઇને બુંદી કોટા અને જોધપુરના રસ્તા વચ્ચે જઇને પડાવ નાખવા લાગ્યા. તેઓ એવી તો હીકમતથી જંગલમાં છાવણી નાખીને પડયા હતા કે, કોઇને શક પણ ન આવે. થોડા થોડા માણસો કરતાં આખરે બે હજાર માણસો આવી પહોંચ્યા. આખરે છેલ્લે બાદશાહ પોતે પણ આવ્યો. અને રસ્તામાં તેને કોઇ ન ઓળખે તેને માટે સોદાગરને વેશે આવ્યો હતો. આ વખતે સુંદરરાણીને ગયે બે મહીના થવા આવ્યા હતા.

કર્ણસિંહે, પોતાની સ્ત્રીની મુદત પુરી થવા આવી હતી, તેથી તેને તેડવા માણસ મોકલવાનો વિચાર કર્યો. તેણે પોતાના રાજગોરને તેડાવીને કહ્યું કે, સારૂં મુહૂર્ત

જોઇને રાણીને તેડવા તમે જાઓ. રાજગોરે 'બહુ સારૂં' કહીને મુહુર્ત જોઇ આપ્યું. કર્ણસિંહે પોતાના વિશ્વાસુ રજપુત સિપાઇઓ આપ્યા. રાજગોર નિકળ્યો. બાદશાહને તેના જાસુસોથી આ વાતની ખબર મલી. રાજગોર બુંદી કોટા જઇ પહોંચ્યો. ' ત્રીજે દિવસે સારૂં મુહુર્ત છે તેથી બે દિવસમાં તયારી કરો ' એમ તેણે હાડા રાજાને કહ્યું, રાજાએતો તયારી કરવા માંડી. પોતાના ગજા પ્રમાણે આ વખતે પણ પોતાની દીકરીને આપ્યું. રાજા રાણી કુંવરીને આણું વલાવવાના હર્ષમાં હતા, પણ કુંવરીનું મુખ ઊદાસ થઇ ગયું હતું. માબાપ અથવા બીજું કોઇ જાણી ન જાય એટલા માટે તેણે મુખ ઉપર તો ખુશાલી દર્શાવી હતી. અંદરની દલગીરીનું કારણ એ હતું કે, તેને રજપુતો સાથે તેડવા બ્રાહ્મણ આવ્યો હતો. જો બ્રાહ્મણ ન આવ્યો હતે તો સારૂં થતે. આમાંથી કાંઇ વિપરીત પરીણામ થશે એમ તે જાણતી હતી. તેણે વિચાર્યું કે, હશે, બનવા કાળ હશે તે બનશે. જો હાલ જવાની ના પાડું તો રાજા ગુસ્સે થાય કે, તેના તેડાને માન આપીને ન આવી. માટે જે બને તે ખરૂં. તે જવા તૈયાર થઇ. પોતાના બાપે આ વખતે સાથે આપવા માંડેલી વસ્તુઓ પાછલથી મોકલવા કહીને રથમાં પોતાના વિશ્વાસુ દાસી સાથે બેઠી. રજપુત સિપાઇઓ રથને ઘેરી લઇને ચાલવા માંડયા. રાજગોર પાછલથી આવવાનો હતો.

આ તરફ જંગલમાં બાદશાહને ખબર મલી કે, સુંદરરાણી જોધપુર તરફ આવવા નિકળી ચુકી છે, અને તેના રક્ષણને માટે ફક્ત મુઠીભર સિપાઇઓ છે. તેની ખુ-

શીનો પાર રહ્યો નહિ. તે પોતાના સૈન્યને આડું ઉભું રાખીને તે કયારે આવે તેની રાહ જોતો રહ્યો.

રજપુત સિપાઇઓને આ કશાની ખબર ન હતી તેથી તેઓ નિશ્ચિંત થઇને કુચ કર્યા આવતા હતા. પણ જયારે તેમના સરદારે આ રીતે મુસલમાન-સિપાઇઓથી પોતાનો રસ્તો રોકાયલો દીઠો ત્યારે તેને વહેમ પડયો કે, રખેને એમાં કાંઇ દગો હોય. પોતાના મનનો વહેમ તેણે પોતાના બીજા સાથીઓને કહ્યો. તેઓ પોતાના લોહીના છેલા ટીપાં સૂધી લડવાને તૈયાર થયા. નજદીક આવ્યા એટલે બાદશાહ એક ટુકડીને લઇને તેમની સામે આવ્યો અને રથ હાંકનારને દીલ્લી તરફ રથ હાંકવા હુકમ કર્યો રજપુત બચ્ચાઓએ તરતજ પોતાની તલવારો મ્યાનમાં થી એકદમ ખેંચી અને પોતાની રાણીમાતાનો બચાવ કરવાને તૈયાર થયા. રાણીએ રથના પડદામાંથી જોયું તો સામે મુસલમાનનું સૈન્ય ઊભું છે. તે મનમાં તો ગભરાઇ ગઇ, પણ હિંમત રાખીને દાસીને, તેઓ કોના માણસ હતા, અને શા વાસ્તે રસ્તો રોકીને ઉભાછે તે પુછયું. સરદારે જવાબ આપ્યો કે એ દીલ્લીનો પાદશાહ પોતાના લશકર સાથે સામે ઊભો છે અને બાઇ સાહેબના રથને દીલ્લી તરફ ફેરવવા માગે છે. અહીં અમે છીએ તો થોડા પણ અમારામાંનો એકબી જીવતો હશે ત્યાં સૂધી રાણી માતાને યવનોના હાથમાં જવા દેશે નહિ. માટે બાઇ સાહેબનો હુકમ લાવો કે, પછી અમે અમારો હાથ દેખાડીએ.

દાસી અને પોતાના સરદાર વચ્ચે થયલી વાતચીત રાણીએ પડદા અંદરથી સાંભળી અને જ્યારે જોયું કે, પોતાના મુઠીભર સિપાઇઓથી આવા મોટા સૈન્યને નહિ પહોંચાય ત્યારે પોતેજ પડદામાંથી સરદારને કહ્યું કે, તમારા આટલા બોલવાથીજ તમે નિમક હલાલ સાબેત થઇ ચુક્યા છો. તમે મારા ધણીનું ખાધેલું નિમક હલાલ કરી ચુક્યા. આટલા બે ત્રણ હજાર માણસના સૈન્યને તમે વીશ પચીશ માણસોથી જીતી શકાય નહિ. તમે જોધપુર તરફ રવાના થાઓ અને ત્યાં જઇને મારા અને તમારા ધણીને બનેલી વાત કહીને કહેજો કે, એતો જે બનવા કાળ હતું તે બન્યું. માટે હવે મારી પાછલ ન આવતાં બીજી સ્ત્રી જોઇ લેજો. એને મારા કરતાં સરસ સ્ત્રી મલી રહેશે, પણ જોધપુરને એના જેવો રાજા મલવવો મુશ્કેલ પડશે. માટે હું તો હતી પણ નહિ એમ જાણજો. અને મારે વાસ્તે પોતાનો જીવ જોખમમાં ન નાખે તેમ કરજો. માટે હું તમને હુકમ કરૂં છું કે, તમે પાછા ફરો. જો તમે મને ખરેખર તમારી રાજાની હિતેચ્છુ માનતાહો–મને તમારા દેશની રાણી તરીકે માનતા હો–મને તમારી માતુશ્રી પ્રમાણે ચહાતાહો–મને તમારી વડીલ તરીકે ગણીને માન આપતા હોતો હું તમને હુકમ કરૂં છું કે, તમે જોધપુર તરફ રવાના થાઓ.

રાણીનું આવું બોલવું સાંભળીને તે શૂરો રજપુત નિચું જોઇ રહ્યો. થોડીવાર સુધીતો તેનાથી મુદલ બોલાયું નહિ. આખરે આંખમાં આસુ લાવીને તે બોલ્યો, રાણી માતા, આપ આ શું બોલો છો ? શું આ વેણ હું આપ-

ને મોઢે સાંભળું છું ? અથવા શું આપ મને હિચકારો સમજો છો ? આપને ઠેકાણે બીજી કોઇ હોત તો તેને મોઢે આવા વચન સાંભળ્યા હોત. પણ આપ સરખા જો આવા વેણુ કાહાડો તો પછી થઇજ ચુક્યું !

આ સાંભળીને રાણીએ કહ્યું, " તે બધી વાત ખરી, પણ આપણે સમય વિચારીને વાત કરવી પડેછે, મારે વધારે તકરાર કર્યા વગર આપણા સિપાઇઓ લઇને જોધપુર તરફ જાઓ. તમે આ વખતે જો મારો હુકમ ન માનો તો તમને કર્ણસિંહની આણ છે ! મારો સંદેશો ઓલે બોલ કહેજો. જાઓ.

સરદારથી હવે કાંઇ બોલાયું નહિ તે ઉતરેલે મોઢે પોતાના સિપાઇઓ તરફ ફર્યો અને લડાઈ કર્યા વગર રાણીને બાદશાહને હસ્તક સોંપી પોતે જોધપુર તરફ રવાના થયો. બાદશાહે રથ હાંકનારને ઠેકાણે પોતાના માણસને બેસાડયો, અને દીલ્લી તરફ કુચ કરતો ચાલ્યો. વગર મહેનતે પોતાને કર્ણસિંહની રાણી મલી ગઇ તેથી તેના હર્ષનો પાર રહ્યો નહિ. તે મનમાં ને મનમાં પોતાની ફતેહ વિષે ખુશી થતો.

પણ સુંદરરાણી જેવી પતિવ્રતા સ્ત્રીએ પોતાના સિપાઇઓને લડાઇ કરવા ના પાડી અને બાદશાહ સાથે ગઇ તે શું પોતાની ખુશીથી ગઇ ? શું તેણે કાંઇ અગાઉથી જ પ્રપંચ રચી મુકયો હતો ? શું આર્યા તું આખરે ફરી ના, એમ બનવું તો ન જોઇએ.

આહાહા રજપુતના ઘરમાં ઊછરેલી બાળા! આશું! તેં તારે મોઢે હુકમ આપ્યો! જો ખરેખર તું એવી હોય તો ધિક્કાર છે તને! તારો બાપ લોકોને શે મોઢે મલશે?

હશે બનવા કાળ હતું તે બન્યું. પાદશાહ તેને દીલ્લી તરફ લઇ ગયો અને રજપુતો જોધપુર તરફ ગયા, તેથી આપણે પ્રથમ જોધપુરમાં શું થાય છે તે જોઇને પછી સુંદરરાણીના શા હાલ થાય છે તે જોઇએ. તે ખરેખર કેવી છે તે પછી જણાશે.

રાજગોરે આપેલા વાયદાને દિવસે કર્ણસિંહ વહેલો ઊઠયો હતો અને હમણા આવશે, હમણા આવશે, એમ પોતાની સ્ત્રીના આવવાની રાહા જોતો હતો. આખરે દરબાર ભરવાનો વખત થયો. દરબાર ભરાઇ અમીર ઉમરાવો આવી બેઠા, પણ તેનું ધ્યાન કોઇ કામકાજમાં લાગે નહિ. જેમ તેમ દરબારનું કામ ખલાશ કરી તે ઉઠયો. રાહા જોતો ઝરૂખે બેઠો. સાંજ પડી પણ હજી કોઇ ન આવ્યું. શું એક દિવસ વધારે રોકાઇ હશે અથવા રસ્તામાં કાંઇ અડચણ થઇ હશે? ઊપલો વિચાર કરે છે એટલામાં પોતાના મોકલેલા પચીશ રજપુતો વીલે મોઢે અને ધીમે પગલે પોતાની તરફ આવતા તેણે જોયા. તેઓ એકલાજ હતા. સાથે રથ કે કોઇ બીજું માણસ નહોતું. કર્ણસિંહ તેમને જોઇને નિચે ઊતર્યો. તેઓ પાસે આવ્યા. અને પોતાનું મોઢુ નિચું કરીને ઉભા રહ્યા. રાણી વિષે કર્ણસિંહે પુછતાં તેઓએ કાંઇ જવાબ ન આપ્યો. તેઓની આંખમાંથી આસું પડવા લાગ્યા. કર્ણસિંહ ગભરાયો, પણ હિંમતરાખી તેમને શાત પાડયા અને શું બન્યું તે કહી જવા કહ્યું. આ-

ખરે સરદારે જેમ તેમ હિંમત લાવીને બનેલી વાત કહી. બધી વાત સાંભળી લઇને કર્ણસિંહે તેમને 'કાંઇ ફીકર નહિ' કહીને જવા રજા આપી. તેઓ પોત પોતાને ઘેર ગયા. કર્ણસિંહે આ વાત બીજાને કાઇને ન કહેવાને તેમને હુકમ આપ્યો હતો. પોતે પણ આ વાત બીજા કોઇને ન જણાવતાં, ફક્ત પ્રધાનને બોલાવીને એટલુંજ કહ્યું કે, હું આજે કાંઇ ખાનગી કામસર બહારગામ જવાનો છું, માટે રાજ્યની તપાસ રાખજો.

મધરાત થવા આવી હતી. રાજ મહેલમાં શાંતી ફેલાયલી હતી ગામમાં કોઇ માણસ ફરતું દેખાતું નહોતું બધે ચુપચાપ હતું. આ વખતે કર્ણસિંહ ઉઠયો. કપડા પહેરી હથીઆર બાંધ્યા અને બહાર નિકળ્યો. તેના મનમાં હતું કે, આ વખતે કોઇ જાગતું નહિ હોય તેથી ગુપચુપ દીલ્લી તરફ જાઉં· તે પોતાના દિવાનખાનામાથી બહાર નિકળ્યો અને અવાજ કર્યા વગર ગુપચુપ ચાલ્યો બે ત્રણ પગલા ભર્યાં ન ભર્યા એટલામાં તેને કાને કોઇનો ઓળખી તો 'કોણ'નો અવાજ પડયો. કર્ણસિંહે પહેલાં તો કાંઇ જવાબ ન આપ્યો પણ પેલો અવાજ ફરીથી આવ્યો કે, ' એ કોણ છે. જે હોય તે જવાબ આપજો, નહિતો બુરી વલે થશે.' ત્યાં અંધારૂં હોવાથી કોઇએક બીજાને દેખતા ન હોતા. કર્ણસિંહે આવાજ તો પ્રથમજ ઓલખ્યો હતો તેથી બોલ્યો, "કાકાજી, એતો હુ કર્ણસિંહ છું." કાકાએ ઝટદેતોકે દીવો સલગાવ્યો. ભીમસિંહ કાકો બીજા કોઇ નો વિશ્વાસ ન કરતાં પોતેજ કર્ણસિંહની ચોકી કરતો

હતો. તે ઊઠયો અને કર્ણુસિંહને આ પ્રમાણે મોડી રાત્રે કથીઆરબંધ બહાર જવાનું કારણ પુછવા લાગ્યો. કર્ણુ-સિંહે પહેલાં તો પોતે શિકાર કરવા જાય છે એમ કહ્યું. પણ ભીમસિંહે પોતે સાથે આવવા માગ્યું. આખરે કર્ણુ-સિંહને ખરી વાત કહેવાની ફરજ પડી.

"કાકા, મારે જવું દીલ્લી, મારવોછે શાહ બીલી;"
"કાકા, મુને જવા દેઓ, એટલું કે'ણુ મારૂં લેઓ."

( પોતાની બનેલી વાત કહીને ) હે કાકા ! આ પ્રમાણે બન્યું છે, તેથી મને એકલોજ જવાદો.

કાકાએ કહ્યું, ભાઇ, ત્યાંતો મારૂં કામ જરૂર પડશે. માટે હું તો સાથે આવીશજ.

કર્ણુસિંહે કહ્યું, "ના કાકા, એમતો નહિં બને.

"કાકા, નહિ બને એવું, માનો મારૂં એટલું કે'વું."
માટે તમે અહિં રહો, અને શહેરની રક્ષા કરો. હું પાછો થોડા દિવસમાં આવીશજ.

પણ દુનિયા આધેળ આ વૃદ્ધ કાકાને એ વાત કેમ પસંદ પડે? તેણે કહ્યું:—ભાઈ, ત્યાં તો મારૂં કામ જરૂર પડશે. માટે હું તો તારી સાથે આવીશ.

કર્ણુસિંહે જ્યારે જોયું કે, કાકાતો એકની એક વાત લઇ બેઠાછે અને સાથે આવ્યા વગર નહિ રહે ત્યારે બીજું બહાનું કાઢકાઢયું. તે બોલ્યો:—કાકાજી, તમે સાથે આવો તો ભલે પણ તમને રસ્તા કયું ખો કાઢવો પડશે, તે આપણને દીલ કેમ થશે ?

કાકાએ તરતજ ઊતર આપ્યોઃ—બાપ, એતો રસ્તામાં જેમ તેમ ચલાવી લેવું જોઇએ. ત્યાં તો ઘોડા ઊપર બેઠા બેઠા પણ પી લેવાય.

હવે કર્ણસિંહ નિરૂપાય થયો. તેનો કાંઇ ઇલાજ રહ્યો નહિ. નાચારીએ કાકાને સાથે લેવો પડયો. 'કાકા, તૈયાર થાઓ, એમ કહ્યું. કાકાએ કહ્યુંઃ—આ જોધપુરી રાજવંશી કપડા ઉતારી નાખ, અને સાદા પ્રવાશી કપડા પહેર અને તેની ઉપર હથીઆર બાંધ.

કર્ણસિંહે એમ કરવાનું કારણ પુછવાથી કાકાએ કહ્યું કે, જે ધણી સ્ત્રી લઇ ગયો છે તે પુરી ચોકશી રાખીને લઇ ગયો હશેજ. માટે જોધપુરની બોલી પણ મુકી દેવી પડશે.

કર્ણસિંહના ધ્યાનમાં આ વાત પુરી ઉતરી. તેણે તરતજ કપડા બદલી નાખ્યા અને કાકો ભત્રીજો બેઉ ઘોડા ઉપર બેશીને દીલ્લી તરફ ચાલ્યા.

હવે દીલ્લીમાં શું થાય છે તે જોઇએ. બાદશાહ સુંદરરાણીને લઇ ગયો અને પોતાના સૌથી સુંદર મહેલમાં તેને અને દાસીને રાખી અને નિચે પોતાના વિશ્વાસુ માણુસોની ફરતી ચોકી રાખી રાત પડી ત્યારે બાદશાહ તેના મહેલમાં જવા નિકળ્યો. તેણે ફક્કડ પોશાક પહેર્યો હતો. માથે દીલ્હીશાઇ ટોપી પહેરી હતી. તે કાળી પણ દેખાવડી હતી. દાઢી મૂછોની ટીપટાપ કરી હતી અને સૌથી ઊંચામાં ઊંચું સુગંધી તેલ વાપર્યું હતું. તેને આવો ફાંકડો જોઇને સુંદરરાણી જરૂર મોહીત થશે એમ તે

માનતો હતો. અને કદાચ જો કહ્યું ન માને તો બલાત્કા ર કરવાને પણ તે તૈયાર હતો. ઘોડેસ્વાર થઇને તે આવ્યો અને નિચે ચોકી કરતા સિપાઇઓને તેણે હુકમ કર્યો હતો કે, ઉપર જોઇએ તેટલી બુમો પડે પણ જવાબ ન આપવો. ઉપર ન આવવું. તેના મનમાં હતું કે, કદાચિ-ત બલાત્કાર કરવો પડે અને એ બુમો પાડે તો સિપાઇ ઓ ઉપર ચઢી આવશે તેથીજ આવો હુકમ તેણે આ-પ્યો. સિપાઇઓ નમીને ઉભા રહ્યા. બાદશાહ એકલો ઉપર ચઢી ગયો. તેના મનમાં એમ હતું કે, એ અબળા શું કરી શકશે? ઉપર ગયો રજપુતાણી અને દાસી બેઉજણી ઓ વાત કરતી એક ખુણામાં બેઠેલી જણાઇ. બાદશાહને જોઇને બેઉ જણીઓ ઊભી થઇ. બાદશાહ જઇને પલંગ ઉપર બેઠો અને રજપુતાણીને પોતા પાસે આવવાનું કહ્યું. રજપુતાણીએ સાંભળ્યું ન હોય તેમ ઉભી રહી. બાદશાહે તેને અનેક રીતે લલચાવી. સામ, દામ, દંડ અને ભેદથી સમજાવી. પણ નહિ! તે રજપુતાણી ત્યાંથી ખસી નહિ. બાદશાહના બોલવા ઉપરથી તે પામી ગઇ હતી કે 'પાવશેરકી કટારીમેં દુલાંઊંસારી બાદશાહી' એ બોલો ઊપરથી બાદશાહ તેનું હરણ કરી લાવ્યો હતો. તેણે બાદશાહને ઘણી રીતે સમજાવ્યો કે, તે પરણી છે અને તેને જવા આપ. પણ બાદશાહ માન્યો નહિ. આખ-રે જ્યારે બાદશાહે માન્યું નહિ અને પોતે બલાત્કાર કર' વાની ધમકી આપી ત્યારે રજપુતાણી નરમ પડી ગઇ.

**દોહરો.**

ચપળ નેન ખંજન સમાં, ચક્રવાક જુગ જોડ;
કનક કળશ ઊર ઓપતાં, ક્ષણ માત્ર નહિ ખોડ.

ઉદર ઉપર ત્રીવલી પડી, પેટતે પીયલ પાન;
ગ્રીવા કપોતે સરી ખડી, ઊજવળ ઓપિતવાન.
નખ શિખ શોભા નિરખતા, ચતુરા ચતુર સુજાણ;
ત્રેહે વ્યાપીક રાજા થયો, વાગ્યાં મોહના બાણ.
પ્રસ્વેદ લોહ્યો હાથથી, અગ્નિથી જેમ ઘ્રત;
બધા અંગમાં અગ્ની થયો, આકળો થયો તરત.
ધરમ કરમ સહુ વિસર્યો, થયું કામ વશ અંગ;
બીજું કાંઇ સૂઝે નહિ, રામાશું લાગ્યો રંગ.
વિસર્યો ઇષ્ટ ગુરૂ દેવતા, વિસર્યો કુળ મરજાદ;
વિસર્યો મહેલ ને મેડીઓ, પ્રેમદાથી લાગ્યો વાદ.
આવ્યો નિકટ તે નિરખતાં, ભય ભિતને ઘન ઘોર;
દ્રષ્ટી ન ચુકે તે થકી, જયમ ચંદ્રથી ચકોર.

તે બોલી:—બાદશાહ. તું મારા પિતાસમ છે! તારે મને દીકરી જેવી ગણવી જોઇએ પણ જ્યારે નથીજ માનતો અને બલાત્કાર કરવા માગ છે ત્યારે મારૂં અબલાનું તે શું બલ! હું તારે તાબે થાઉં છું, અને તું જે પ્રમાણે કહે તે પ્રમાણે કરવા તૈયાર છું.

તેને આ પ્રમાણે કબુલ થયલી જોઇને બાદશાહ ખુશી થયો. તે બોલ્યો:—તને મારી રાણીઓમાં સૌથી મોટી રાણી કરીને રાખીશ. મારી બીજી રાણીઓ તારી સેવામાં હાજર રહેશે. તેં મને આજે પાવન કર્યો! આવ હવે મારી આગળ આવ.

## શ્લોક

दर्शनात् हरते चितम् । स्पर्शनात् हरते बलं ॥
संभोगात् हरते वीर्यम् । नारी प्रत्यक्ष राक्षसी ॥ १ ॥

**ભાવાર્થ:—**સુગમ છે.

## છપ્પો.

કાને સુણી તબ કરોડ, લાખ જબ નયણે નરખી;
બોલી તબ હજાર, સરવ વાતે પુર પરખી;
નજર ભરી રસ બસ, દશમૂલ તત્વથી હોઈ;
આલિંગન તબ એક, છુટો મોહ નગન જબ જોઈ;
સ્ત્રીભાર પટંતરે, અમૂલખ કોટી દામકી;
ચાખી તબ ચિત્તથી ગઈ, નહિ કોડી કામકી. ૧

સામળભટ.

## श्लोक

कामा तुराणां न भयं न लज्जा ।
अर्था तुराणां नच बंधु मित्रं ॥
चिंता तुराणां न सुखं न निंद्रा ।
क्षुधा तुराणां न बलं न तेजः ॥ १ ॥

**ભાવાર્થ:**—કામથી આતુર થયલાને ભય અથવા લજ્જા ની ધાસ્તી રહેતી નથી, અર્થ સાંધનાર ભાઇ અથવા મિત્રને જોતો નથી; ચિંતાતુરને સુખ કે નિંદ્રા આવતી નથી, ભુખ્યા થયલાને બળ તથા તેજ રહેતું નથી.

## ચોપાઇ.

જાર બુધ્ધિ જેને મન વસી, લાજ મરજાદા તેને કશી;
ગુણકાને મન શેની લાજ, આળસુને મન શેનું લાજ.
ભિક્ષા તેને શાનો ભોગ, જોરાવરી તે શાનો જોગ;
ભંગીને મન શાની નાત, વ્યસનીને મન શાની જાત.

મધપાન પીએ તે શાનો પવિત્ર, જુંડું તાકે તે શાનો મિત્ર;
અકરમીને ઉદ્યમ કશો, સુમ હોય તે શાનો હશો.

સામળભટ.

---

## ચોપાઇ.

ઉંદર બિલાડીને શાના મેળ, અજા વાઘ તણો શો ખેળ;
સિંહ ગજ એકઠા કેમ રમે, ગરૂડ સરપ એકઠાં કેમ જમે.
અગ્નિ ઘૃત કેમ થાએ એક, વિપરિત એ દિસે વિવેક;

* * * * *

---

રાણીએ કહ્યું કે, તેણે સારા કપડા ઘરેણાં બધા કાઢી નાખ્યા છે તે પહેરી આવવા રજા આપવી.

બાદશાહે તેને રજા આપવાથી તે પાસેના ઓરડામાં ઘરેણા કપડા પહેરવા ગઇ. બાદશાહ ખુશ વિચારમાં પલંગ ઉપર પડી રહ્યો.

## ચોપાઈ.

દ્રવ્ય દેખી સહુ કરે પ્રીત, દ્રવ્ય દેખીને કરે બિપરીત;
દ્રવ્ય દેખીને નારી ચળે, દ્રવ્ય દેખીને લોભી ભુળે.
દ્રવ્યે લાભ ને દ્રવ્યે હાણ, દ્રવ્યે આસ વાસના જાણ;
દ્રવ્યે જીવ જાએ ને રહે, દ્રવ્યે ઘેલા ને ડાહ્યા કહે.
દ્રવ્યે કાયર ને દ્રવ્યે શુર, દ્રવ્યે મેળો ને દ્રવ્ય દુર;
દ્રવ્યે ચોર ને દ્રવ્યે સાહ, દ્રવ્યે રંક ને દ્રવ્યે રાહ.
દ્રવ્યે કરપી(સે) દ્રવ્યે દાતાર, દ્રવ્યે ઉગારે ને દ્રવ્યે માર;
દ્રવ્યે શતરૂ ને દ્રવ્યે મિત્ર, દ્રવ્યે નિચ ને દ્રવ્યે પવિત્ર.

---

આહાહા ! સ્ત્રી જાત આખરે તું બેવફા થઇ ખરી! તારા શુરા પતિનું નામ બોળવા તૈયાર થઇ ખરી! અરે! જો તું હાલ દેખાય છે તેવીજ હોય તો તને ધિક્કાર છે! તારા માત પિતાને ધિક્કાર છે! સ્ત્રી જાત તારો તે શું ભરોશો! શું તારે વાસ્તે તારો ધણી પોતાના જીવને જોખમે તને પાછી લાવવાને તૈયાર નથી થયો? પણ સબુર! સુંદરરાણી અંદરના ઓરડામાં પોતાની દાસી સાથે જઈને શું કરે છે તે જોઈએ. (યાદ રાખવું કે પાવશેરની કટાર હજી સૂધી તેની કેડમાં બાંધેલી છે) રાણી અને દાસી એ અંદર જઇને દરવાજો બંધ કર્યો. અને પોતે પહેરેલા લુગડાનો કાછો મારીને દાસીને પણ તેમ કરવા કહ્યું. દાસી કછોટો મારીને તૈયાર થઇ તેને રાણીએ કહ્યું કે, હું તેની છાતી ઉપર ચઢી બેશીશ અને તું તેના પગ ખુબ કસકસાવીને પકડી રાખજે. જો જે છોડતી રખે! દાસીએ તે કબુલ કર્યું. દરવાજો ઉઘાડી બે ઉ જણી બહાર આવી અને એકદમ બાદશાહ જે ખુશ વિચારમાં પડયો હતો તેની તરફ દોડી. દોડતેક રાણી છાતી ઉપર ચઢી બેઠી અને બાદશાહના હાથ જોરથી પકડી રહી. દાસી પગ જોરથી પકડી રહી અને રાણીએ કમરમાંથી કટાર કાઢીને કહ્યું કે, બોલ હવે શું કહે છે?

બાદશાહ નાઇલાજ થયો.

સુંદર રાણીએ ઉપલું કામ એક પલમાં બજાવ્યું હતું, તેથી બાદશાહ ગભરાઇ ગયો હતો, વાહ! રજપુતાણી! તને ધન્ય છે! આખરે તેં તારી જાત દેખાડી ખરી! કુદરતી બાંધાની રાણી! આખરે તેં તારો બોલ રાખ્યો

ખરો!! જ્યારે બાદશાહે પોતાને આ પ્રમાણે નાઇલાજ થયલો દીઠો ત્યારે હિકમત કરવા માંડી. પોતે ઊઠવાની ઘણી કોશેશ કીધી પણ રજપુતાણી પાસે તેનું બળ ન ચાલ્યું. તેથી આખરે બુમો પાડવા માંડી. સિપાઇઓ નિચે ઉભા ઉભા બુમો સાંભળતા હતા પણ બાદશાહે પોજ તેમને ઊપર આવવા મનાઇ કીધી હતી તેથી તેઓ ઊપર આવ્યા નહિ.

રજપુતાણી તેની ગરદન ઊપર કટાર પકડી બેઠી હતી અને 'બોલ હવે શું કહે છે' એમ વારંવાર પુછતી હતી પહેલાં તો બાદશાહે ધમકી આપવા માંડી, પણ રજપુતાણી તેથી ડગી નહિ. બાદશાહે જોયું કે, એમ તો કાંઇ વળતું નથી તથી હવે તો નરમ પડી જઇને કામ લેવું જોઇએ નહિતો જીવ જશે. એમ વિચારીને બાદશાહ બોલ્યો:—હું તો આટલી વાર તારૂં પાણી જોતો હતો. તું લગ્ન વખત જે બોલ બોલી હતી તે ખરા કે ખોટા તે તપાસવા હું તને અહીં લાવ્યો છું, અને હવે મારી ખાત્રી થઇ ચુકી છે કે, તારા બોલ તેં પુરે પુરા પાલ્યા. તું તો મારી બહેન બરોબર છે!!!

સુંદરરાણી હવે થઇ ચુકયુ. બાદશાહે તને બહેન કહી બોલાવી! હવે હદ આવી! પણ શું રાણીએ તે માન્યું? ના, નહિ. બાદશાહના બોલવા ઉપર તે વિશ્વાસ લાવી નહિ. બાદશાહે જોયું કે, તેના બોલવા ઊપર તે વિશ્વાસ લાવતી નથી તેથી તે ફરીથી બોલ્યો:—જોધપુરની રાણી માતા! મારો અપરાધ ક્ષમા કરો. આપ તો મારા માતુશ્રી છો!!!!

હવે હદ થઇ! બાદશાહે તેને 'મા' કહીને બોલાવી. પણ નહિ! હજી તેના ઉપર વિશ્વાસ ન બેઠો. તે તેના હાથ મજબુત પકડી રાખી તથા કટારે તેના ગલા ઊપર રાખીને બેશી રહી. આખરે બાદશાહે જોયું કે, હજી પણ એ છોડતી નથી ત્યારે એક છેલો ઊપાય અજમાવી જોવાનો વિચાર કર્યો. તે બોલ્યોઃ—મેં તને 'બહેન' અને 'મા' કહી તે છતાં તું મારા ઉપર વિશ્વાસ લાવતી નથી તો હું તને કહું છું કે, તું મારી દીકરી બરોબર છે!! કાલ સવારના તને દાયજો આપીને તારા પતિને ઘેર રવાના કરીશ. માટે હવે ઉઠ અને મને જવાદે.

વચન કાજ હરિશ્ચંદ્ર, નીચ ઘર ભર્યું છે પાણી;
વચન એકને કજ, કૃષ્ણે કુબજાને આણી;
વચન એકને કાજ, હરે હળાહળ પીધું;
વચન એકને કાજ, દેવવર દૈત્યે લીધું;
શુભ ધર્મ કર્મ ને શર્મ સૌ, વચન જતાં તે વહી ગયું;
કવિ સામળભટ સાચું કહે, વચન ગયું તો થઇ રહ્યું.
એક વચનને કાજ, રંક રાવણ થઇ બેઠો;
એકવચનને કાજ, બળી પાતાળે પેઠો;
એક વચનને કાજ, વેચી હરિશ્ચંદ્રે નારી;
એક વચનને કાજ, પાંડવો હાર્યા પ્યારી;
વળિ એક વચનને કારણે ભડ પાંચે વનમાં ભમ્યા;
કહે સામળ વચનજ કારણે, સૌ કીચક સાથે શમ્યા.

હવે જરા જરા તેની ખાત્રી થઇ. સુંદરરાણીએ વિચાર્યું કે, બહેન મા અને દીકરી કહીને બાદશાહે તેને બોલાવી છે તેથી હવે તો એને છોડી દેવો જોઇએ. પણ

ખાત્રી કરીને ! તે બોલી:—બાદશાહ ! જ્યારે તેં મને દી-
કરી કરીને બોલાવી ત્યારે હવે સાત વખત એમ બોલ
કે, ' પાવશેરકી કટારીમેં દુલાઇ ઇને બાદશાહી ' તો
તને છોડું.

બાદશાહે કહ્યું:—સાત શું પણ એકવિશ વખત બોલ-
વાને તૈયાર છું.

બાદશાહ બોલ્યો અને દાસીને ઇસારત કરીને રાણી
પહેલાં નિચે કુદી પડી અને પોતે બીજા ઓરડામાં જાય
ત્યાં સુધી તેના પગ મજબુત પકડી રાખવા કહ્યું. કદાચ
બાદશાહ ફરી જાય અને એકદમ ઉઠી તેને પકડી પાડે
તો તે અબલાનું શું જોર !

રાણી બીજા ઓરડામાં જઇ પુગી કે દાસીએ બા-
દશાહના પગ મુકી દીધા અને તેને ઉઠવા દીધો. બાદશાહ
તો તરતજ ઊઠીને ચાલતો થયો. દાસી પોતાની શેઠાણી-
ના ઓરડામાં ગઇ, અને બેઉ જણીઓ બારણા બંધ કરીને
બેશી રહી. રખેને બાદશાહ નિચેથી સિપાઇઓ બોલાવી
લાવે અને તેમના બુરા હાલ કરાવે એવી ધાસ્તી તમને
લાગવા માંડી.

રાણી અને દાસીના મનમાં જ્યારે આવો વિચાર
થતો હતો ત્યારે બાદશાહના મનમાં જુદોજ વિચાર થતો
હતો. તે એકદમ નિચે ઉતરી ગયો અને ' કોણ છે ' કરીને
બુમ પાડી તરતજ ' હાજર જનાબ ' કરીને સિપાઇઓના
જમાદારે જવાબ આપ્યો અને સામે આવી ઉભો. બાદ-
શાહે ચીરડાઇને કહ્યું:—જ્યારે ગરજ પડી હતી ત્યારે
કોઇ ન હોતું અને હવે હાજર જનાબ કરીને ઊભા રહ્યા.

સિપાઇઓ એક બીજાના સામે જોવા લાગ્યા, પણ કોઇની બોલવાની હીમત ચાલી નહિ. બાદશાહ બોલ્યો:— બનનાર હતું તેતો બન્યું. હવે તમે આ મહેલની ચોકી ખબરદારીથી કરજો અને અંદર કોઇ જાય આવે નહિ તેની સંભાળ રાખજો.

જમાદારે માથું નમાવ્યું અને બાદશાહ ઘોડા ઉપર બેશીને પોતાના મહેળમાં ગયો.

રાતની રાત વહી ગઇ અને સવાર પડી દીલ્લી શહેરમાં લોકો વેપાર ધંધે લાગ્યા. કચેરી ભરવાનો વખત થવાથી અમીર ઉમરાવો અને મોટા પદવીના માણસો દરબાર તરફ જવા નિકળ્યા. દરબાર ભરાઇ. બાદશાહ આવીન તખત ઉપર બેઠો. રાજકારભારનું કામકાજ ઉકલી લેવા પછી તેણે બંદીખાનાના રખેવાલને બોલાવી મંગાવ્યો અને દીલ્લી શહેરમાં સૌથી વીકટમાં વીકટ કયું બંદીખાનું હતું તે પુછયું. તેણે કહ્યું:—ખુદાવંદ! દીલ્લી શહેરની પશ્ચિમ બાજુએ એક બંદીખાનું આવ્યું છે અને એના જેવું સખત બીજું એક પણ બંદીખાનું નથી. આ બંદીખાનાની ચારે બાજુએ અગ્નિની ચેહ બળેછે. અને એની અંદર એવો સંચો રાખ્યો છે કે, કોઇને ઉપર મોકલવું હોય તો તેને એક માંચી ઉપર ઉભું રાખવું અને તે માંચી સાથે બાંધેલી એક દોરી નિચે ઉભેલો માણુસ ખેંચે એટલે માંચી ઉપર ચઢી જાય અને ત્યાંથી કેદીને નિચે ઉતારાય. આ બંદીખાનાને ચાર દરવાજા છે અને દરેક દરવાજે એકેક મલની ચોકી છે. આ ચારે મલો સગા ભાઇછે અને એકેક મલ સો માણુસને પુરો પડે એવોછે

બાદશાહે હુકમ કર્યો કે, એ બંદીખાનામાં જોધપુર ની રાણી અને દાસીને કેદ કરો અને એમને એક રોટલા ની ભુખ હોય તો અડધો રોટલો આપવો અને ખાવાનું આપવા આપણી વિશ્વાસુ માળણ જાય અને તેને દરરોજ જુદે જુદે દરવાજે મોકલવી

બાદશાહનો હુકમ તરતજ બજાવવામાં આવ્યો. રાણીએ કેદખાનું તપાસવા માંડયું. એક દરવાજો ઉગાડયો તો અગ્નિ બળતો દીઠો. બીજો ઊગાડયો તો તે પણ તેવીજ રીતે. ચારે દરવાજા ઉગાડયા તો ચારે બાજુએ અગ્નિ સળગતો દીઠામાં આવ્યો. રજપુતાણીથી નાશી જવાય એમ તો હતુંજ નહિ. તેણે વિચાર કર્યો કે, હવે, એમજ મરી જવાનું નશીબમાં લખ્યું હશે. તેને પોતાના વિષે તો મુદલ દલગીરી ન હોતી, પણ કાદાચિત કર્ણસિહ પાછળ આવે અને તેને કાંઇ ઇજા થાય તેની તેને ધાસ્તી હતી. બાદશાહની વિશ્વાસુ માળણ હમેંશ તેને ખાવાનું પહોંચાડવા આવતી તેની સાથે તેને વાતચીતનો વહેવાર પડયો. સ્ત્રી જાત એક બીજાથી તરતજ મલી જાય છે તેમ આ માળણ પણ મલી ગઇ. સુંદરરાણીએ કેટલાક દિવસતો તેને પોતાના ધણી વિષે કાંઇ કહ્યું નહિ, જ્યારે તેણે જોયું કે, હવે મન બરોબર મળ્યું છે ત્યારે તેણે વાત કહાડી. તે બોલી:—માળણ ! તું પણ સ્ત્રી જાત છે અને હું પણ સ્ત્રી જાત છું. મને મારા પતિથી છુટી પાડવામાં આવી છે તેને માટે મને કાંઇ નથી લાગતું પણ રખેને મારો પતિ મને પાછી લેવા અત્રે આવશે અને તેને કાંઇ થશે તો જોધપુરને તો શું પણ આખા આર્યાવર્ત

ને એના જેવો પુરૂશ નહિ મળે. બાઈ ! હું તો અહીં કેદ પડી છું. તું બહાર ફરેછે તેથી જો મારો પતિ અત્રે આવે તો તેને જેમ તેમ સમજાવીને જોધપુર પાછો રવાને કરજે. બહેન મારૂં જો તું એટલું કામ કરીશ તો તારો ઉપકાર હું જીવત પર્યંત માનીશ.

આ સાંભળીને માળણે કહ્યું:—બાઇ સાહેબ ! કહો છો તેમ હું કરીશ, પણ તમારા પતિને હું મુદળ ઓળખતી નથી, તે કેવો છે એ પણ મેં દીઠો નથી, ત્યારે હું કેમજાણું કે, એ તમારો પતિજ છે? અને એકને બદલે બીજાને કહું અને તે કદાચ ન હોય તો ફજેત થાઉં. માટે તમારો પતિ ઓળખાય એવી કાંઇક નિશાણી આપો જેથી તેને ઓલખી કાઢી તમારો સંદેશા આપું.

સુંદરરાણીએ કહ્યું:—તમે કહો છો તે ખરી વાત. મારા પતિને ઓળખવાની નિશાણી એ કે, તેના ચહેરામાં સામે જાનારનો ચહેરો દેખાય એવું તેનું રૂપ છે. દુનિયામાં એના જેવું રૂપ કોઇનું પણ નથી. એમને એટલું કહેજે કે, મારા જેવી સ્ત્રી તમને ઘણીએ મળશે. પણ તમારા જેવો પુરૂશ કદી પણ મલવાનો નથી, માટે તમે જોધપુર પાછા જાઓ.

માળણે તેમ કહેવા કબુલ કર્યું અને પોતાને વખત ઘણોજ થઇ ગયો હતો તેથી પાછી ગઇ.

આ તરફ કર્ણસિંહ અને કાકા ભીમસિંહ બેઉ જણ ઘોડેસ્વાર થઇને દીલ્લી તરફ ચાલ્યા આવે છે. જ્યાં રાત પડે ત્યાં ઉતારો કરે વલી સવાર પડતાં નિકળી ચાલે. તેઓએ જોધપુરની બોલી બોલવી પણ મુકી દીધી હતી.

કાકા અફીણી હતા, પણ પોતાના કહેવા પ્રમાણે આ વખ-
તે ચલાવી લેતા. એમ કરતાં આખરે દીલ્લી આગળ આ-
વી પહોંચ્યા. સાંજ પડવા આવી હતી, તેથી બીજે દિવસે
શહેરમાં જવાનો તેમણે વિચાર રાખ્યો. ગામની બહાર
એક વાડી હતી તેમાં તેઓ દાખલ થયા. એક ઝાડ નિચે
ઘોડા બાંધી ખોગીર બીછાવીને તેઓ બેઠા. કાકા કસુંબો
કાઢવાની તૈયારીમાં પડયા અને કર્ણસિંહ વિચારમાં લીન
થયો. થોડા વારમાં ત્યાં માલણ આવી લાગી. બાદશાહ
વાસ્તે ફુલ લેવા તે હમેંશ આવતી અને આ વખત પણ
તે કામ માટે આવી હતી. ફુલ વીણતાં તેની નજર આ
લોકો તરફ ગઇ. કોઇ પરદેશી માણસો જોઇને તે આમ
ળ આવી 'તેઓ કોણ હતા' એમ પહેલાં તો પુછયું,
પણ કર્ણસિંહના ચહેરા ઉપર નજર પડતાંજ તે બોલી
ઉઠી —કર્ણસિંહજી! આપ અહિં કયાંથી ?!

પોતાનું નામ એક અજાણી સ્ત્રીથી બોલાતું સાંભ
ળીને તે ચોંકયો. પોતે કર્ણસિંહ છે એવું પ્રથમ તો તે
નામુકર ગયો, પણ જ્યારે માળણે બધી વાત કહી ત્યારે
તેને ધીરજ આવી માળણે તેને રાણીનો સંદેશો કહ્યો.
કર્ણસિંહે કહ્યું કે, 'મરીશ તો કબુળ' પણ રાણીને લીધા
વગર નહિ જાઉં. માટે જોઇએ તેમ કરીને મને એની સાથે
મેળવ.' એમ કહીને માળણના હાથમાં સોના મોહોરોનો
ઢગળો કર્યો. માળણે કહ્યું કે, જ્યારે તમારો એવોજ વિ
ચાર છે ત્યારે તૈયાર થાઓ. તમે ગામમાં આવેશે દાખલ-
થઇ શકશો નહિ, કારણ કે અજાણ્યા માણસને શહેરમાં
દાખલ ન કરવાનો બાદશાહનો ખાસ હુકમ છે અને તેણે
ત્રણ ચોકીઓ રાખી છે. કદાચ કોઇ એક ચોકી પસાર

કરે તો બીજીએ પકડાઇ જાય અને બીજી પસાર કરે તો ત્રીજીએ પકડાઇ જાય. માટે કર્ણસિંહ તમારે આ હથીઆર છોડીને સ્ત્રીનો વેશ લેવો પડશે. તમારા કાકા મારા ધણી સાથે આવશે. માટે તમે સ્ત્રીનો પોશાક પહેરીને તૈયાર થાઓ. હું મારા ધણીને બોલાવી લાવું છું" લાચાર!

છપ્પા.

જરને વશ છે જગત, રાય પણ જરથી રીઝે;
જુવતી જર વશ હોય, જોર જશ જરથી લીજે;
જર સજ્જન સન્માન, જરે જશવંત કહાવે;
જરથી પામે જોખ, સતી શુભ કુલની આવે;
જરનુંજ જગતમાં જોર છે, જરે સકલ શોભા રહી;
સામળ કહે જર જોરથી, જીવ અપાય કે રહે સહી.
જર માત ને તાત, ભ્રાત તે જરને જાણો;
ડહાપણ ચાતુર દામ, દામ રાજા ને રાણો;
સગાં સહોદર સર્વ, દ્રવ્ય તે ધીરજ ધારી;
રંગ ને રૂપ અનુપ, દ્રવ્યતે વણુજ વેપારી;
જગત વશ તે જર થકી, ગરથમાંહિ ગુણ બહુ ગણું;
સામલ કહે સ્વર્ગે સંચરે, જોર હોય જો જર તણું.

કર્ણસિંહ શું કરે પુરૂશ થઇને સ્ત્રીનો પોશાક પહેરવાની તેને ફરજ પડી. પણ તે કોને વાસ્તે? સ્ત્રીને વાસ્તેજ! જગતમાં જર, જોરૂ અને જમીન એ ત્રણ ચીજ વાસ્તે શું નથી થતું? દરેક જાતનો કજીઓ એ ત્રણમાંની એક પણ જણસથી થાય છે. માલણ કહીને ચાલતી થઇ અને કર્ણસિંહ સ્ત્રીનો પોશાક પહેરીને તૈયાર થયો થોડી વારમાં માલણ ત્યાં પોતાના ધણી સંગાથે આવી અને કર્ણ-

સિંહને સ્ત્રીનો વેશ પહેરી તૈયાર થયલો જોઇ તેને ફુલની છાબડી આપી. પછી પોતાના ધણીને બધું કહીને લાવી હતી તેને કાકાને લાવવાનું કહીને કર્ણસિંહને પોતાની પાછળ આવવાનું કહીને આગળ ચાલી. માલણ આગળ અને કર્ણસિંહ સ્ત્રીના વેશમાં લાજ કાઢી હાથમાં ફુલની છાબડી લઇને પાછળ ચાલતો હતો. આખરે દરવાજો આવ્યો બાદ-શાહની માલણ એટલે તેને બધા સિપાઇ સહુ ઓળખે. પણ આજતો તેની સાથે કોઇ નવી સ્ત્રી દીઠી એટલે તેને અટ-કાવી. માલણે અટકાવવાનું કારણ પુછયું તો ચોકીદારોએ કહ્યું, બાદશાહના હુકમ શિવાય કોઇને પણ અંદર દાખલ કરવાનો અથવા અંદરથી બહાર જવા દેવાનો હુકમ નથી. માટે આ સ્ત્રી કોણ છે તે અમને કહે અને એનો ચહેરો જોવા દે." આ સાંભળીને માલણ તો જાણે કેવીક ગુસ્સે થઇ ગયલી હોય તેવી દેખાઇ. તે બોલી, 'એતો મારા ભત્રીજાની વહુ છે અને હમણાંજ આણું વાળીને આવીછે એનું મોં તો હજી મેં પણ દીઠું નથી તે તમે તે ક્યાંથી જોવા પામશો. હું એને કપડા લતા કરાશ ત્યારેજ એનું મોઢું જોઇશ. જો મારા પીટયાઓ એનું મોઢું જોવા મા-ગે છે? લ્યો, તમારે જોવું હોય તો જુઓ! હું હમણા જઇને બાદશાહ પાસે રાવ કરીશ." તેનું આવું બોલવું સાંભળીને સિપાઇઓએ વિચાર કર્યો કે, માલણ છે બા-દશાહની માનીતી. જો એના ભત્રીજાની વહુનું મોઢું જોર જુલમથી ઉઘાડીને જોઇશું તો તે બાદશાહ આગળ ફરી-યાદ કરી આપણને પેંડો અપાવશે. માટે જવા દેવી. પછી જમાદાર બોલ્યો, 'એતો અમે હસતા હતા. તું તારે [illegible]

તારૂં કોઇ નામ ન લે." માલણે કહ્યું, 'તારો એક સિપાઇ અમને પહોચડાવવા આપ, એટલે બીજી ચોકીવાલા હરકત ન કરે.' જમાદારે પોતાનો એક સિપાઇ સાથે આપ્યો. બીજી ચોકી આગળ આવી ત્યાં પણ તેની સાથે નવતર માણસ જોઇને અટકાવી. પણ સાથે આવેલા સિપાઇએ ત્યાં ખુલાસો કરવાથી જવા દીધી. ત્રીજી ચોકીએ પણ એમજ બન્યું. માલણ તો વગર મહેનતે ત્રણે ચોકીઓ પસાર કરીને તેને પોતાને ઘેર લઇ ગઇ. ત્યાં તેને ઉતરવા ઓરડી કાહાડી આપી અને નહાવાને ગરમ પાણી મુક્યું.

આ તરફ બાગમાં માલણના ધણી માળીએ કાકાને કહ્યું કે, હવે તમે તૈયાર થાઓ. 'કાકાએ કહ્યું કે, ભાઇ શિખવવું પડે એમ નથી.' એમ કહી ત્યાં પડેલા લાકડા એકઠા કર્યા અને પોતાના તેમજ કર્ણસિંહના હથીઆરો તે લાકડાઓની વચ્ચમાં મુકીને ભારો બાંધ્યો. આસપાસ લાકડા હોવાથી તે લાકડાનો ભારો દેખાતો. પછી પોતાનો પોશાક હાથ અને પગ ઉપરથી ઊંચો કરી, કાદવમાં હાથ પગ ખરડયા અને ભારો માથે ઉચકીને માળીની પાછળ જવાને તૈયાર થયો. માળીએ તેને આ પ્રમાણે તૈયાર થયલો જોઇને તેના વખાણ કર્યાં. પછી માળી આગળ અને કાકો પાછળ, એમ ચાલતા તેઓ દરવાજા આગળ આવી પહોંચ્યા. દરબાને આ નવતર માણસને અટકાવ્યો. માળીએ જમાદારને તરતજ કહ્યું, 'જમાદાર સાહેબ! આ માણસને હમણા નવોજ રાખ્યો છે. એ માણસ જેટલુ કામ એ આપણા બાગમાં કરે છે અને તેથીજ એને બાદશાહના હુકમથી બાગમાં રાખ્યો છે. બધી રીતે એ ઘણોજ

સારો છે, પણ જરા માથાનો ગયલો છે, માટે એને છેડતા ના." આ સાંભળીને જમાદાર તો કાકાની તરફ જોવા લાગ્યો. કાકાએ પણ તરતજ માળીના બોલવા બરાબર કરી દેખાડયું. તે જમાદાર આગળ ગયો અને 'સલામ આલેકુમ: કહીને ઘેલાના જેવા ચાલા કરવા લાગ્યો. જમાદારતો હસવા લાગ્યો. કાકો પણ તેની સાથે હી હી હી હી હી કરીને હસવા લાગ્યો અને હાથે પગે લગાડેલો કાદવ જમાદારના ઇસ્કી કપડા ઊપર નાખવા લાગ્યો જમાદારે આ પ્રમાણે પોતાના કપડા કાદવથી ખરાબ થતા જોઇને માળીને કહ્યું કે, તેને ત્યાંથી લઇ જાય, માળીને પણ એટલુંજ જોઇતું હતું. તે કાકાને ભાઇ બાપા કરતો અને સમજાવતો સમજાવતો લઇ ગયો. એ પ્રમાણે ત્રણે ચોકીઓ પસાર કરીને તેઓ ઘેર આવ્યા. પછી કાકો ભત્રીજો બેઊ જમ્યા. તે દિવસતો રસ્તાના ચાલ્યા આવ્યા હતા તેથી વિસામો લીધો, પણ બીજે દિવસે સવારના પહોરમાંજ કર્ણસિંહે માળણને કહ્યું કે, ગમે તેમ કરીને મને મારી સ્ત્રી સાથે આજ મેળવ.' માળણે કહ્યું' ભાઇ એ કાંઇ ખાવાનું કામ નથી. તમે રાણી પાસે જશો ખરા પણ ત્યાંથી તેને લઇને પાછું નિકળવું કેવી રીતે તે તમો રસ્તો જુઓ અને પછી હુ તમને ત્યાં લઇ જાઊં. આ બંદીખાનું કેવું છે તે તમે જાણતા નથી. આ બંદીખાનાને ચાર દરવાજા છે. દરેક દરવાજે એક એક મલ ચોકી કરે છે. આ દરેક મલ એકશો માણસને પુરો પડે એવે છે. ચારે મલ સગાભાઇઓ છે. માટે પહેલાં તમે વેપારીને વેશે ગામમાં ફરો અને કયે દરવાજે જતાં તમે સહેલથી નિકલી શકશો તે તપાસ કરો તો પછી તે પ્રમાણે

તજવીજ થાય." માળણના કહેવાથી કાકો ભત્રીજો બેઉ જણા નિકળ્યા. કર્ણસિંહ વેપારી થયો અને કાકા મુનીમ થયા. પહેલાં તેઓએ બજાર જોયું. ફરતા ફરતા તેઓ બંદીખાના આગળ આવી પહોંચ્યા. પહેલે દરવાજે મોટો ભાઇ મલ બેઠો હતો. તેઓએ જઇને પુછ્યું, " ભાઇ, અહિં શું વેચાય છે?" મલે જવાબ દીધો, " ભાઇ, તમે કોઇ પરદેશી માણુસ છો એમ તમારા બોલવા ઉપરથી લાગે છે! આતો બંદીખાનું છે. અને તેના દરવાજાની હું ચોકી કરૂં છું." કર્ણસિંહે ઊતર આપ્યો, " મલ ભાઇ, તમારૂં કહેવું ખરૂં છે. અમે અત્રે ચાર દિવસ થયા આવ્યા છીએ અને ગામ જોવા આજેજ નિકળ્યા છીએ. પણ આલ્યો પાન સોપારીતો ખાઓ."

કર્ણસિંહે પાન સોપારી કાઢી આપ્યા. મલે તેમને સારી રીતે માનથી બેસાડયા. પછી પાનસોપારી ખાતી વખતે કર્ણસિંહે ફરીથી પુછ્યું, " ત્યારે આ કેદખાનામાં કોને પુરવામાં આવે છે? " મલે જવાબ આપ્યો, "જે સૌથી ભયંકર અપરાધ કરેછે તેનેજ પુરવામાં આવે છે. કર્ણસિંહે કહ્યું, " ત્યારે એની અંદર ખુનના જેવો મોટો અપરાધ કરનારને કેદ કર્યા હશે? " મલે જવાબ દીધો, " ખુન કરનારને તો જલાદ ગરદન મારે છે, પણ આની અંદર હમણા તો જોધપુરના રાજા કર્ણસિંહની બીને કેદ કરેલી છે." કર્ણસિંહ જાણે આશ્ચર્ય થતો હોય તેમ થઇને બોલ્યો, "શું આવા ભયંકર બંદીખાનામાં એક બીને પુરવામાં આવી છે?! એટલો બધો તે તેનો શો અપરાધ!" મલે જવાબ દીધો, " તેનો અપરાધ શો છે તેની

મને ખબર નથી. પણ આ બંદીખાનું કેવું છે તેની તમને પુરી ખબર નથી. આ બંદીખાનામાં ચારે બાજુ અગ્નિ સળગે છે. અને ચાર દરવાજા પસાર કરે ત્યારે શહેર બહાર નિકળાય છે. અંદર પશુ પક્ષીને કેદ કર્યા હોય તો તે પણ નિકળી શકતો નથી. તો મનુષ્યની શી અવસ્થા." થોડીવાર વાત ચિત કર્યા પછી કર્ણસિંહ અને તેનો કાકો બીજે દરવાજે ગયા. બીજે દરવાજે બીજો ભાઇ મલ ચોકી કરતો હતો તેની સાથે પણ એજ પ્રમાણે વાતચીત કર્યા પછી અને તેને ત્યાંથી ત્રણ દરવાજા પસાર કરવા પડે છે એવું સાંભળીને પછી ત્રીજા ભાઇને ત્યાં આવ્યા. ત્યાંથી ખબર મેળવી. ત્યાં બે દરવાજા પસાર કરવાનું થયું. પછી ચોથે દરવાજે આવ્યા. ત્યાં સૌથી નાનો ભાઇ મલ ચોકી કરતો હતો. ત્યાંથી ખબર મળી કે, ફક્ત અગ્નિ પસાર કરી એટલે બાગમાં નિકળાતું હતું. આ બાગ તેજ હતો જેમાં તેઓ પહેલાં આવીને ઉતર્યા હતા. આ પ્રમાણે તેઓ બધી ખબર મેલવીને માલણને ઘેર સાંજના આવ્યા.

માલણ હમેંશના હુકમ પ્રમાણે સુંદરરાણીને ખોરાક આપવા ગઇ. અને તે વખતે તેના ધણીના આવ્યાની ખબર આપી. સુંદર રાણીને આ સાંભળીને ઘણો હર્ષ પેદા થયો અને તેને વધામણીના બદલામાં કાંઇ આપવાનો વિચાર કર્યો. પણ તેમાં તે બિચારી નાચાર થઇ. તેને કેદ કરતી વખતે તેના બધા ઘરેણાં ઉતારી લેવામાં આવ્યા હતા. ફક્ત પહેરેલું વસ્ત્ર અંગ ઉપર રહ્યું હતું. તે બોલી, "બહેન, તારો ઘણોજ ઉપકાર થયો. પણ એમને

મારા સમાચાર આપીને પાછા વાલજે." માલણે કહ્યું. રાણીશ્રી, તમે કહોછો તે વાત બને એવી નથી. તેઓતો તમનેજ મળવા માગે છે. બાઇ રાજહઠ કેવી થાય છે તે તમે જાણો છોજ. આજે ગામમાં ફરવા ગયા છે અને ત્યાંથી કેવા સમાચાર લાવે છે તે ઉપરથી વિચાર કરશું" માલણનો વખત પુરો થવાથી તે ચાલતી થઇ. તે દહાડે તે ચોથા ભાઇના દરવાજા આગળથી ગઇ હતી. ફેર આ વ્યા ત્યારે જમતી વખતે માલણે તેમને બધી વાત પુછવા માંડી. કણુસિંહ પોતે કયાં કયાં ફરી આવ્યો હતો અને પોતે કયે દરવાજેથી જશે તો ફતેહ પામશે તે કહ્યું. બધી વાત સાંભળીને માલણે કહ્યું કે, આજતો તે મલને ત્યાં હું ગઇ હતી. વળી પાંચમે દિવસે ત્યાં જવાનું થશે, ત્યારે પછી હું કહું તે પ્રમાણે કરજો." બીજે દિવસે હમેશ જતી તેના કરતાં વહેલી ગઈ. તે દિવસે મોટા ભાઇને ત્યાંથી જવાનો વારો હતો, પણ પોતાનું કામ કાઢી લેવું હતુ તેથી નાનાભાઇના દરવાજા આગળ ગઈ. સૌથી નાના ભાઇએ તેને ત્યાં આવેલી જોઇને પુછયું કે, કાલે હ્યાંથી જવાનો વારો ગયો અને આજે વળી શા માટે આવી. તેણે તેના જવાબમાં જણાવ્યું કે, આજે મારો વારો પહેલા ભાઇને ત્યાંથી જવાનો છે, પણ જવાનો વખત હજી સુધી થયો નથી તેથી તારી આગળ આવીછું. તમે ચારે ભાઇ-ઓમાં તું મને વધારે વહાલો લાગે છે.' એમ હાવભાવ દેખાડી સ્ત્રી ચરીત્ર કરીને તેનો હાથ દાબ્યો. માલણ એક તો થોડી ઘણી સ્વરૂપવાન હતી અને તેમાં વળી સ્ત્રી, તેથી તેના સ્પર્શયોગે મલ તો પાણી પાણી થઇ ગયો. તે કામમાં

અંધ બનેલાએ તેને પોતા પાસે ખેંચી લીધી. માલણ વગર આનાકાનીએ તેની પાસે બેઠી. માલણતે તો એટલુંજ જોઈતું હતું. તે પોતાની સાથે સારૂં સારૂં ખાવાનું લાવી હતી, તે છોડીને પાસે મુકયું અને પોતે તેમાંથી ખાઈ મલને ખાવાનો આગ્રહ કર્યો. મલે પણ વગર આનાકાનીએ ખાવા માંડયું. ખાતાં ખાતાં માલણે તે મલની હદથી વધારે વખાણ કરવા લાગી. પોતાની આટલી બધી વખાણ સાંભળીને મલ તો ફુલતો ગયો. પછી પોતાનો જવાનો વખત થયલો જાણીને માલણ તો જવા લાગી. પણ મલે તેને અટકાવી કે થોડીવાર રહીને જાય. પણ માલણે કહ્યું કે, વખત થયો તેથી કેમ રહેવાય. અને પછી બીજે દિવસ જલદી આવવાનું કહીને જતી રહી. તે દિવસ મંગલવારનો હતો. પહેલે બારને દરવાજેથી તે ઉપર ગઈ અને સુંદરરાણીને ખબર આપી કે, તેના પતિ કર્ણસિંહને આવતે શુક્રવારે ત્યાં લાવીશ. પછી બીજે દિવસે અને તે પ્રમાણેજ ત્રીજે દિવસે તે સૌથી નાનામલ આગળ ગઈ. અને આગળા દિવસ પ્રમાણે તેનું મન વધારે જીતી લીધું. ચોથે દિવસ વહેલી આવવાનું કહીને કહ્યું કે, કાલે તમારે ત્યાંથી જવાનો વારો છે તેથી જરા વાર મોડી જઈશ તો પણ ફીકર નહિ. પછી ચોથે દિવસ શુક્રવારે પોતે વધારે ભોજન તૈયાર કર્યું. અને તે દરેક ખાવાની વસ્તુમાં સોમલ ભેળ્યું. સોમલમાં સ્વાદ તેમજ રંગ ન હોવાથી જલદીથી જણાઈ આવતું નથી; અને વળી આ ભોજનમાં તે એટલું તો નાખ્યું હતું કે, તે ખાનાર તરતજ મરણ પામે. પછી કર્ણસિંહ તથા કાકાને તૈયાર થવા

કહ્યું. તેઓએ લાકડા વેચનારનો વેશ લીધો, અને જેવી રીત બાગમાંથી હથીઆર લાકડામાં નાખીને લાવ્યા હતા, તેજ પ્રમાણે બે ભારા બનાવ્યા. એક ભારો કર્ણુસિંહે અને બીજો કાકાએ લીધો. માળણે તેમને કહી મુકયું હતું કે, 'લાકડાં લ્યોરે લાકડાં' એમ બુમ પાડતા ત્યાં ફરતા રહેવું. અને હું બોલાવું ત્યારે અંદર આવજો. પછી પોતે મલની પાસે ગઇ અને તે દિવસ પોતાનો અપવાસછે એમ જણાવી તે ભોજન મળનેજ ખાવા આપ્યું. તે દિવસ હમેંશના કરતાં પણ વધારે હેત દેખાડવા લાગી. તે દિવસનું ભોજન વધારે સ્વાદીષ્ટ લાગ્યાથી મલ બધું ખાઇ ગયો. માલણ વિચારમાં પડી કે, આટલું સોમલ છતાં હજી એ જીવતા કેમ રહ્યો છે? મલનો બાંધો મજબુત હોવાથી તેને ઝેર એકદમ વ્યાપી ન શક્યું. પણ ધીમે ધીમે વ્યાપતુ ગયું, અને જમીને જેવો હાથ ધોવા ગયો કે. ચક્રી આવવાથી એકદમ ધોબ કરતો ને નિચે પડયો. બહાર કર્ણુસિંહ અને તેનો કાકો બુમ મારતા ફરતા હતા તેને માલણે બોલાવ્યા કે, અરે લાકડા વાલા તમારા ભારા અહિં નાખી જાઆ. તેઓ બેઉ અંદર ગયા અને જુએ છે તો મલ શબવત પડેલો છે. પછી પોતે ઊપરનો વેશ કાઢી નાખ્યો અને લોખંડી બખતર ઉપર હથીઆર બાંધી લીધા. માલણે તેમણે માચી ઉપર ઊભા રાખીને દોરડુ ખેંચ્યું. તેઓ ઉપર ચઢી ગયા. સુંદરરાણીને પણ શુક્રવારનો વાયદો કરેલો હોવાથી તે પણ હમણા મારો પતિ આવશે એમ જંખણા કરતી ઊભી હતી. પાસે પોતાની વિશ્વાસુ દાસી સિવાય બીજું કોઇ નથી. માલણે ઊપર ચઢાવ્યા કે, દોરડી અને કપીનો અવાજ આવ્યો. સુંદરરાણીએ જાણ્યુ કે,

એ મારા પ્રાણનાથ પધાર્યા. પણ વળી વિચાર થયો કે, એ પોતાની યુક્તિમાં નિષ્ફળ થયા હશે તો ? કેમ ખબર પડે. કદાચિત તેમ પણ થઇ જાય. સુંદરરાણીને તો

"તાલાવેલી લાગી તે મારા તનમા, બિહારી લાલ"

એમ થઇ રહ્યું હતું. પોતાની અને પોતાના પતિની વચ્ચે જાણે કાંઇ હોય નહિ એમ તેને લાગવા માંડયું. તેને જલદીથી પ્રત્યક્ષ જોવા પ્રયત્ન કરતી ખેચાતી ખેંચાઇ જતી એકજ કર્મ કરતી—અકર્મ—આતુર અને અધીરી આંખ ધીમે ધીમે આવનારને મળવાને તત્પર થઇ હતી. તે જાણે કે—સામેથી આવતા સ્નેહને બળે આકર્ષાતા તન—મન સાગરમાનું મીનયુગ આકર્ષાઇ અગાડીમાંના અગાડીના ધપેલા મોજાને માથે દેખાઇ આવ્યું ન હોય ! ઇષ્ટ વસ્તુ જોઇ રહેલી કીકીને બીજું કાંઇ જોવાની ઇચ્છા રહેતી નથી. થોડી વારે કર્ણસિંહ, કાકા સહવર્તમાન ત્યાં આવી પહોંચ્યો. સુંદરરાણી કાકાજીની મર્યાદ ભુલી ગઇ. તે એકદમ પોતાના પ્રાણનાથને મળવા દોડી. પતિ પત્નિ એક બિજાને બાઝી પડયા.

### છપ્પા.

વેણી વાસુકી નાગ, માંગ સવાગજ કેશી;
ભર જોબન વરણાગ, વપુ સુંદર વર વેશી;
ઇંદુ આકારે વદન, મદન મોહન મહા મુખે,
અંબુજદળશાં નેણ, વેણ અમૃત અમુખે;
જાણે કામ કટારિયો, દંત બત્રીશ ડાઢમકળી;
ભાગ્ય સુભાગ્યથિ ભામનિ તે વ્રજને ભદ્રા મળી.
ભ્રકુટી ધનુષ કમાન, અફલ અતિ અનુપે;

મથુરા ચારૂ ચિત, રંભા સુંદર રૂપે;
અધર મધુર પ્રવાળ, ઉજવળ પૂરણ પાણી;
રસના રંગ અમૂલ, કોકીળવત મધુરી વાણી;
આનંદ કંદ અતિ સુંદરી, કોથી નવ જાયે કળી;

* * * * * *

કંઠે એકાવળ હાર, નાર નક્ષત્રજ સરખી;
ઊદર પોયળ પાન, જાણી મેં એને નિરખી;
પ્રગટ ઉર અંકોર, જોરમદ જોબન જોરો;
મેહેમદ ગજ મછરાળ, ગાળે એ તરૂણી તોરો;
નાભી ગંભીર નારી તણી, શુભ લક્ષણવંત સારખી;
સામળ કહે ભામનિ મળી, પ્રીત ધરીમેં પારખી.
ચાળંતી ગજ ચાળ, શ્યામા શોભે સિંહલંકી;
કેળપત્ર પ્રમાણ, વેલ વાંસાની વંકી;
કુંભ સ્થળ ગજ રાજ, જેવા ગુદ ભામનિ ભારી;
જંઘા કદળી સ્થંભ, શોભા જોતાં ઘણી સારી;
પદ્મ આકારે પગ આંગળી, જાવક રંગ જુવતી જડી;
ભદ્રા ભોળી ભામની, નિરાંતથી વિધિએ ઘડી.

સામળભટ

થોડી વારે ભાન આવ્યું ત્યારે કાકાજીની સામે હાથ જોડીને બોલી, "કાકાજી, આપની આગલ અમે મર્યાદ ન સાચવી તે ક્ષમા કરજો. આ વખત થોડો છે અને તેથી મારા પ્રાણનાથને મળવાનો બીજો વધારે વખત નથી." કાકાએ કહ્યું, "બેટા, આ વખતે મારી શરમ રાખવાની વેળા નથી. તમે બેઊ સુખેથી વાતો કરી લ્યો." પ્રિયુ પત્નિ એક બીજા પાસે દુઃખના ઉભરા કાઢવા લાગ્યા. એ પ્રમાણે લગભગ અડધો કલાક વહી ગયો. માલણે

વિચાર્યું કે હવે હમણા કલાક પુરો થશે અને એક બિજાને હુશિઆર રહેવા વિષે પુછવા મશોને જવાનો વખત થશે માટે જલદીથી આવે તો સારૂં કરીને બુમ મારી. કર્ણસિંહે કહ્યું, "માલણ બહેન, તું ઉતાવળી થાય છે તો લે અમે ચારે જણ નિચે આવીએ, અને તારે ત્યાં જઇને વાતો કરીશું." કરી ચારે જણા માંચી ઉપર ઉભા રહ્યા. માલણે માંચી નિચે ઉતારવા જોર કરવા માંડયું, પણ ચારના વજનથી તે ઉતારી શકી નહિ. માલણે વિચાર્યું કે જો વધારે વખત ત્યાં ઉભી રહીશ તો હવે મારી જઇશ. માટે તેમને ઉપરજ મુકીને તે ઘેર નાશી ગઇ. કર્ણસિંહે જ્યારે જોયું કે, માલણ તો નાશી ગઇ, ત્યારે પોતે બધાને પાછા અંદર ઉતારી ગયો. પછી અંદરથી બહાર નિકળવાનો રસ્તો જોવા લાગ્યો તો ચારે તરફ અગ્નિ બલતો હતો. કર્ણસિંહે કાકા સામે જોયું. કાકાએ કહ્યું, "મેં તને પહેલાથીજ કહ્યું હતું કે ત્યાં મારૂં કામ પડશે. અને હું તેટલા માટે તો આવ્યો છું." એમ કહી પોતાના હથીઆર ઉતારી નાખ્યા અને તે સુંદરરાણીને બાંધવા આપ્યા. સુંદરરાણીએ પોતાના કાકા સસરાના કહેવા પ્રમાણે પોતે સઘળા હથીઆર બાંધ્યા. પછી કર્ણસિંહને કહ્યું કે, તું રાણીને તારા વાસા ઉપર બાંધ. કર્ણસિંહે તેમ કર્યું. પછી કાકાએ કહ્યું, "હવે હું આ અગ્નિમાં પડું છું. તું મારા વાંસા ઉપર પગ મુકીને અગ્નિ પસાર કરી જા" એમ કહેતાંની સાથેજ તે અગ્નિમાં જઇ પડયો! કર્ણસિંહ તેને તેમ ન કરવા દેવાને પકડવા ગયો, પણ નિષ્ફળ. કાકાની ઉપર પગ મુકીને જવામાં તેને આનાકાની થવા લાગી. તે જોઇને બળતાં બળતાં કાકાએ બુમ પાડી કે

હવે હું બળી જાઊ છું. તું વેહેલો પસાર થા. જો તું નહિ જાય તો આપણી મહેનત નિષ્ફળ જશે, અને હું ફોકટમાં બળી જઇશ. માટે મારૂં કહ્યું માન." કર્ણસિંહને હવે તેમ કરવાની ફરજ પડી તેણે દાસીને ત્યાંજ રહેવા કહીને પોતે એક પગ કાકાના વાસાં ઉપર મુકયો અને બીજો શહેરબહાર બાગમાં મુકયો. કાકોતો અડધો બળી ગયો હતો, પણ તેને હજી સૂધી શુદ્ધ રહી હતી. કર્ણસિંહે બાગમાં પગ મુકતાંજ રાણીને પોતાના વાંસા ઉપરથી છોડી અને બળતા કાકાની આગળ જઇને કહ્યું, "કાકા, તમે મારે માટે તમારો અમુલ્ય પ્રાણ અર્પણ કર્યો છે. તેથી તમારા ઋણમાંથી હું કેમ મુકત થઇ શકીશ ? વધારે તો નહિ પણ મારૂં રાજ્ય તમારા મોટા પૂત્રને હવાલે કરીશ." કર્ણસિંહનું આવું બોલવું સાંભળીને કાકો જાણે નાખુશ થયો હોય તેમ ગરદન હલાવી ના પાડી. પણ સુંદરરાણીએ તરતજ સમય સુચકતા રાખીને કહ્યું, "પ્રાણનાથ, તમે એમને છેલી ઘડીએ નાખુશ મ કરો. (કાકાને) કાકાજી, તમે તેમ ખુશી નથી તો આપણી હદમાં જઇને તમને કસુંબાનો પ્યાલો આપીશું." આ સાંભળીને કાકો જાણે ખુશી થતો હોય તેવો દેખાયો.

---

### દોહરો.

કર્ણસિંહ મુજપતિ પ્યારા, દુઃખ ખમોછો આપ;
મુજ અભાગિને ખાતર, આપ ખમોછો તાપ.
દુઃખ ખમીને અહીં આવ્યા, મનમાં હતો વિશ્વાસ;
પુરણ પ્રિત આપની તેથી, આવ્યા દાસી પાસ.
કાકાજી કરજો ક્ષમા, રાખી ન કાંઇ લાજ;
અહિંથી નિકળી જવાડું, હવે કરોની કાજ.

માલણનું સારૂં થજો, એણે મેળવ્યો કંથ;
ચાલો હવે જઇએ અહિંથી, આપ આપણે પંથ.

પછી કાકાના ઘોડા ઉપર સુંદરરાણી અને કર્ણસિંહ પોતાના ઘોડા ઉપર સ્વાર થઇ નિકળી ચાલ્યા.

કર્ણસિંહ એ પ્રમાણે સુંદર રાણીને લઇને નિકળી ગયા પછી દિલ્લી શહેરમાં શું થાય છે તે આપણે જોઇએ. ચારે મલ એક બીજાને સાવચેત રહેવાને કલાકે કલાકે બોલાવતા હતા કે, કોઇ જો કદાચ ઊંઘી ગયો હોય તો તેને જગાડે. આખો દિવસ તેમને ત્યાં ચોકી કરવાનો હુકમ હતો. રાતે તેઓ ત્યાંજ સુતા પણ બીજા ચાર વિશ્વાસુ માણસો આવીને બેસતા. કાંઇ દગો થાય તો તેઓ તરતજ મલને જગાડવા કામ લાગે. તેમના ધારા પ્રમાણે એક કલાકે પ્રથમ મોટા ભાઇએ પોતાંથી નાના ભાઇને બુમ પાડી બોલાવ્યો· બીજાએ પોતે સાવધ છે તે વિષે જવાબ આપ્યો. પછી તેણે પોતાથી નાના ત્રીજા ભાઇને બુમ પાડી બોલાવ્યો. ત્રીજા ભાઇએ પણ સાવધતાનો જવાબ આપ્યો. ત્રીજા ભાઇએ ચોથા અને સૌથી નાના ભાઇને બુમ પાડી. એક સાદે જવાબ ન મળ્યો. ત્રીજા ભાઇએ જાણ્યું કે, તે ઊંઘી ગયો હશે તેથી જગાડું. એમ વિચારી તેને જગાડવા ગયો. આજુબાજુ જોતાં તે ક્યાં દૃષ્ટીએ ન પડયો. પણ વધારે બારીકી તપાસ કરતાં એક અંધારા ખુણામાં પડેલો દેખાયો. ત્યાં જઇ જોતાં તે શબવત દેખાયો. તેણે જઇને બેઉ મોટા ભાઇઓને ખબર કરી. તેઓ હાંફલા હાંફલા ત્યાં દોડી આવ્યા. આવા એકશો માણસને પુરા પડે એવા મલને મારનાર કોણ હશે

તેના વિચારમાં પડયા. તેના શરીર ઉપર ન હતા માર-
ના સળ કે તલવારના જખમ. તેઓએ એવું અનુમાન
બાંધ્યું કે, કાંતો કોઇએ ઝેર દઇને મારી નાખ્યો છે કાંતો
લુગડા વડે ગુંગલાવી માર્યોછે. તેઓ પોતાના ભાઇનો શોક
કરતા ઉભા હતા એટલામાં એક ભાઇ બોલી ઉઠયો કે, જુઓ
બંદીખાનામાં તો કાંઇ દગો નથી થયો !

એક ભાઇ બંદીખાનામાં ગયો. ત્યાં એકલી દાસી હતી.
તેણે તેને પુછયું કે, તેની શેઠાણી કયાં છે ?

દાસીએ તરતજ જવાબ આપ્યો કે, તેને કર્ણસિંહ
લઇ ગયો.

કર્ણસિંહનું નામ સાંભળતાંજ તે દાસીને લઇને નિચે
ઉતર્યો. પોતાના બેઉ ભાઇ આગલ ઉપર બનેલી સર્વવાત
કહી. ત્રણે ભાઇ મસલત કરીને દાસી સહવર્તમાન બાદ-
શાહ આગળ ગયા. બાદશાહ આગળ તેઓએ અથેતિ
કહી સંભળાવી. બાદશાહે એકદમ ત્રણ હજાર ઘોડેસ્વાર
તૈયાર કરવાનો હુકમ આપ્યો. ત્રણ હજાર ઘોડેસ્વાર અને
ત્રણ ભાઇ મલને લઇને બાદશાહ કર્ણસિંહને પકડવા
નિકળ્યો. કર્ણસિંહ ઘણે લાંબે સુધી નિકળી ગયો હતો,
પણ બાદશાહના ઘોડાઓને જીવ લઇ દોડાવતા હતા તેથી
થોડી વારમાં લગોલગ આવી પહોંચ્યા. કર્ણસિંહ અને
સુંદરરાણીને દુરથી જતાં જોઇને મોટે ભાઇ મલે કહ્યું,
"ખુદાવંદ, મને રજા આપો તો મારા ભાઇને મારનારને
મારીને મારૂં વેર લઇ આવું. એને હુ એકલોજ જીતીશ.
અને હમણા થોડી વારમાં સુંદરરાણીને લઇને પાછો આવી-
શ." બાદશાહે તેને જવાની રજા આપી અને બાજુ
સૈન્ય સાંજ પડાવ નાખીને રહ્યું. મલે પોતાનો ઘોડો એક-

દમ મારી મુકયો કર્ણસિંહે પોતાની પાછળ ઘોડાનો સ્વાર સાંભળ્યો અને પાછું ફરીને જોયું તો મોટા ભાઇ મલને દીઠો. તણે રાણીને કહ્યું, "પ્રાણપ્યારી, આપણી પછવાડે પકડવાને આ મલ આવે છે, અને તેને જોઇને નાશવું એ આપણો ક્ષત્રી ધર્મ નથી. માટે આપણે થોડીવાર ઊભા રહીએ તેથી આપણા ઘોડાઓને વિસામો પણ મલશે અને એ મલની મતલબ પણ સમજાશે." રાણીને પણ આ સલાહ પસંદ પડી તેથી તેણે પણ હા પાડી. એક ઝાડને છાંયડે તેઓએ પોતાના ઘોડા ઉભા કર્યા. થોડી વારમાં મલ ત્યાં આવી પહોંચ્યો. મલે હાથમાં ભાલો ઊગામીને કહ્યું, "જો જોધપુરના રાજા કર્ણસિંહ તમેજ હો તો લડવાને તયાર થાઓ." કર્ણસિંહ સામો આવ્યો મલે ભાલો તેની ઊપર ફેંકયો. કર્ણસિંહે ઘોડા ઊપરથી નિચે કુદી ઘોડાની છાતી નિચે નિકળી પાછો સ્વાર થતાં ભાલો પકડી લીધો. મલ તેની આ ફુરતીથી આશ્ચર્ય પામ્યો આ કામ એક પલમાં થયું. બીજી પલે તો કર્ણસિંહે પોતાનો ઘોડો દોડાવ્યો અને મલના ઘોડાના વાંસા ઉપર પોતાના ઘોડાના પગ મુકાવીને 'ભાલો મારવો હોય તો આમ મારીએ' કહીને મલના માથામાં ભાલો માર્યો. ભાલો એવોતો જોરથી માર્યો કે, ઘોડા સહિત મલને વિંધીને તે અડધો અડધ જમીનમાં પેસી ગયો ભાલો લાગતાંજ મલના પ્રાણ નિકળી ગયા હતા, પણ એ પ્રમાણે તેને જમીન સાથે સીવેલો રાખીને તેઓ બેઉ આગળ નિકળી ચાલ્યા.

નામે અને કામે તે મલ હતો. તે મલ નામે ઓલખાતો તો પણ કર્ણસિંહ તેના કરતાં સવાયો મલ હતો. કર્ણસિં-

હ એક સિંહજ હતો. મલ તો ફકત નામનોજ મલ હતો. જેવો તે દિલ્લીમાં મલ તરીકે જાણીતો હતો તેવોજ કર્ણસિંહ જોધપુરના સિંહ તરીકે જાણીતો હતો. કર્ણસિંહમાં તો નામના ગુણ રહ્યા હતા પણ મલમાં કાંઇ નામના ગુણ રહ્યા દેખાયા નહિ. કાંઇ બધામાં નામ કારણ રહ્યું નથી.

---

છપા.

ધનજી ઊવાણે પાય, ભુપ ભીખંતે દિઠો;
સુરજી ન દેખે આંખ, બોલતો કડવું મોઢો;
વ્યાજ ભરે રણછોડ. કામ કલ્યાણજ કરતો;
અવિચલ ચલ્યાં અપાર. દિઠો અજરામર મરતો;
હીરો માણેક મોતિયો, રતનિયો ક્યાંય દેખે નહી;
કવિ સામળ કહે સંસારમાં, નામ કારણ રહ્યું કહી.
દીઠા અમર મરંત, નાના કાંઇ દીઠાં ઘરડાં;
નાગો પહેરે વસ્ત્ર, વાઘ સિંહ કુતરે કરડ્યાં;
પર્વત ફરે પરદેશ, દીઠો મંગળને દુખિયો;
સંતોષી અદકું ખાય, કાસદું કરેછે સુખિયો;
દયાચંદમાં દયા નહીં, ખુશાળ કહી રોતા ફરે;
સામળ કહે નામ પનોતિયો, કંઇ લાખા કુંવારા મરે.
કુબેરનામ કહેવાય, ખજાને દીઠા ખાલી;
કરે ધર્મો બહુ પાપ, ન્યાલ આવે ઘર ઘાલી;
વાલો રાખે વેર, ઝેર જેવો તે મીઠો;
જોગી કરે વેપાર, ભોગી ભીખંતો દીઠો;
ઘેલો જાયે છેતરી, બલીયોજી હારી જશે;
રૂડા કંઇ ભુંડા કહું, સામળ કહે નામે શું થશે.

હાથી નામ કહેવાય, બીહે ઊંદરને સાદે;
કપુર કાળો હોય, સામળો સુંદર વાટે;
રૂપો હોય કરૂપ, ભુપણુમાં દુષણ ઝાંઝાં;
કૃપાળ રાખે કુડ, ભુપત વગાડે વાજાં;
આશા પ્રગણા ઓળગ કરે, કલંક નિર્મળ શિર ચડે;
ફોગટ ફરે કંઇ જોઇતા, સામળનાગને શું અડે.

કલાકેક થયો પણ હજી પાછો ન આવ્યો જાણીને બીજો ભાઇ આગળ જોવાને ચાલ્યો. થોડે દુર આવીને જુએછે તો એક ઘોડેસ્વાર ઊભેલો દીઠો. તેણે આવીને બાદશાહને ખબર આપી કે, "ખુદાવંદ, દુર એક ઘોડેસ્વાર દેખાય છે અને તે મારા મોટાભાઇ જેવો લાગે છે અને આસપાસ બીજુ કોઇ દેખાતું નથી. માટે તેણે કર્ણસિંહ અને રાણીને મારી નાખ્યા હોય!" આ સાંભળીને બાદશાહે આગળ કુચ કરવાનો હુકમ કર્યો. તેઓ આગળ કુચ કરતા નિકળી ચાલ્યા. પાસે આવીને જુએ છે તો મલની બુરી અવસ્થા જોવામાં આવી. બાદશાહે વિચાર્યું કે, આવા જબરા મલને જેણે મારી નાખ્યો છે તે બીજુ! શું નહિ કરી શકે?! માટે એને છેડવામાં સાર નથી. પછી તેણે કહ્યું કે, આ મલને જુમી દાહ કરો એટલે પછી આપણે આપણા માર્ગે જઇએ વચલા ભાઇ મલે તે ભાલો કાઢવાને ઘણી ઘણી મહેનત કરી પણ તે વૃથા ગઇ. પછી બેઊ ભાઇઓ વલગ્યા તો પણ કાંઇ વળ્યું નહિ આખરે બાદશાહ સહિત આખુ સૈન્ય વળગ્યું. પણ નિષ્ફળ! હવે બાદશાહ હાર્યો. તેણે કર્ણસિંહને પાછો બોલાવી લાવવાનો નિશ્ચય કર્યો. જે ધણીએ આવો ભાલો માર્યો તે ધણી આગળ દીલ્લી શહેર-

ના શા માટે ! એમ બાદશાહને હવે જણાવા લાગ્યું. પોતાના સૈન્યને ત્યાં રહેવા કહી બાદશાહ એકલો આગળ ચાલ્યો. કર્ણસિંહ અને સુંદરરાણી ધીમે ધીમે રસ્તો કાપતા જતા હતા. તેમણે દુરથી બીજા ઘોડેસ્વારને આવતો જોઇને વલી પાછા ઘોડા ઊભા રાખ્યા. પાસે આવતાં તેના કપડા ઊપરથી તેને બાદશાહ તરીકે ઓલખ્યો. બાદશાહે જયારે આ પ્રમાણે તેમને ઘોડા ઉભા રાખેલા જોયા ત્યારે પોતાનો ઘોડો દુર ઊભો રાખ્યો અને ઘોડેથી ઊતરીને હાથમાં પાસનું તરણું લઇ વગર હથીઆરે પગે ચાલતો આવવા લાગ્યો. કર્ણસિંહે વિચાર્યું કે, બાદશાહ પગે ચાલીને આવે છે માટે આપણે ઘોડે બેસવું યોગ્ય નથી. એમ કહી ઘોડાનું પેગીર ઊતારીને બીછાવીને નિચે બેઠા. નિચે બેસતી વખતે સુંદર રાણીએ પોતાના પતિને કહ્યું કે, બાદશાહનો વિશ્વાસ ન કરતા ! એણે મને મા, બહેન અને દીકરી કહી હતી અને પછી બીજે દિવસ કેદખાનામાં નાખી હતી. આપણુને લડીને પકડી ન શકયો તેથી હવે એમ ઢોંગ કરીને આવ્યો છે. કર્ણસિંહે કહ્યું, “ પ્રાણ પ્યારી, બનવા કાળ હશે તેતો બનશેજ . વિધાત્રાના લેખ મિથ્યા થવાના નથી. ” થોડીવારમાં બાદશાહ પાસે આવી પહોંચ્યો. આવતાંવેતજ તે કર્ણસિંહના પગમાં માથું નાખીને પડયો. કર્ણસિંહની પોતાથી થયલા અપરાધની ક્ષમા માગી અને સુંદરરાણીને પોતાની દીકરી તરીકે વલાવવાનો પોતાનો વિચાર જણાવ્યો. સુંદરરાણીએ ફરીથી તેનો વિશ્વાસ ન કરવાનું કહ્યું, પણ કર્ણસિંહે કહ્યું કે, હું ક્ષત્રી છુ તેથી મારે શર્ણાગતનું વચન લોપવું ન જોઇએ. પછી કર્ણસિંહે પોતાની જોધપુરની ભાષામાં રાણીને સમજા-

વ્યું કે, કદી એ દગો કરશે તો આપણે તેને પહોંચી વળવા સમર્થ છીએ. એમ કહી તેઓ ઘોડે બેઠા અને બાદશાહ પોતાના ઘોડા સુધી ચાલતો ગયો. પછી ત્રણે જણા ઘોડે બેશીને જયાં પેલો મલ વીંધાયલો હતો ત્યાં આવ્યા. બાદશાહે કર્ણસિંહની વિનંતી કરી કે, આ મલનો ભાલો કાઢી નાખો જેથી તેને ભુમીદાહ કરવામાં આવે. આ સાંભળીને કર્ણસિંહે જવાબ આપ્યો કે હું ભાલો મારૂંછું પણ પાછું વાળતો નથી માટે હું મારે હાથે એ કદી પણ કાઢવાનો નથી. આ સાંભળીને બાદશાહ અને બીજા લોકો વિચારમાં પડયા કે, હવે કરવું કેમ? એટલામાંતો સુંદરરાણીએ પોતાના પતિને કહ્યું, "પ્રાણનાથ, દાસીને હુકમ આપો તો તરત ભાલો કાઢી નાખું." એક સ્ત્રીને આવી રીતે બોલતાં જોઇને બધા વિચારમાં પડયાં કે, આ સ્ત્રી તે કામ કેમ કરી શકશે? પણ કર્ણસિંહે રજા આપવાથી રાણીએ પોતાના ઘોડાના પગ મલના ઘોડાના વાંસા ઊપર મુકાવ્યા અને એક હાથે ભાલો ખેંચી કાઢયો. ભાલા સાથે મલનું માથું પણ ઊખડી આવ્યું. તે તેણે પોતાના પતિના ચર્ણ આગળ નાખ્યું આ સાહાસ જોઇને લોકો વાહવા કરવા લાગ્યા. બાદશાહે વિચાર્યું કે, જેવો પુરૂશ છે તેવી જ સ્ત્રી છે. એ આખા ગામને પુરા પડે એવા છે, માટે એમને રાજીખુશી વિદાય કરવા. પછી પોતાનો ત્યાં શહેરમાં લઇ ગયો. એક પિતા સાસરે જતી પોતાની પુત્રીને જે પ્રમાણે દાયજો આપે તે પ્રમાણે દાયજો આપ્યો. થોડા દિવસ દિલ્લીમાં તેને રાખીને સારી પરોણા ચાકરી કરી. પેલી દાસીને કેદખાનેથી છોડવાને તની રાણીને સોંપી, જતી વખતે બીજું કાંઇ જોઇતું હોય તે માગી લેવાને વિનંતી

કરી. સુંદરરાણીએ કહ્યું, “બાદશાહભાઈ. તમારે ત્યાંની એકવિશદાસીઓ મારી સાથે આપો. તે જોધપુર આવીને સ્ત્રીઓને એકઠી કરશે અને ત્યાં સાત વખત એમ બોલશે કે, ‘પાવશેરકી કટારીમેં દુલાઇ ઇને બાદશાહી’ આ સાંભળીને બાદશાહે કહ્યું, “દાસીઓ તો ત્યાં આવીને કહેશે પણ હું તો તમારે મોઢેજ કહું છું.” એમ કહી પોતે સાત વખત તેમ બોલ્યો. એકાવિશદાસીઓ પણ સાથે સોંપી કે, જોધપુર જઇને ત્યાં સ્ત્રીઓની વચ્ચમાં બોલે. મુસાફરી કરતા કરતા કેટલેક દિવસ જોધપુર આવી પહોંચ્યા. હદમાં આવતાંજ સુંદરરાણીએ કાકાને કસુંબાનો પ્યાલો આપવાની યાદ આપી. કર્ણસિંહે અફીણનો કુસુંબો કાઢી મનમાં (હે કાકા, આ તમને કસુંબો આપીએ છીએ તે લેજો) એમ કહ્યું. તરતજ કાકાનો હાથ દેખાયો. તેણે પ્યાલો લીધો અને ખાલી કરી પાછો કર્ણસિંહને આપ્યો. કર્ણસિંહ અને સુંદરરાણી શિવાય બીજા કોઇને આ હાથ દેખાયો નહિ. પછી તેઓ ગામમાં દાખલ થયા. પ્રધાન સામૈયું કરી આવ્યો. વાજતે ગાજતે શહેરમાં દાખલ થયા. રૈયતને ઘેરે ઘેર મંગલાચરણ ગવાવા લાગ્યા. થોડા દિવસ રહીને ગામની સ્ત્રીને એકઠી કરીને ત્યા દિલ્લીથી આવેલી દાસીઓએ ‘**પાવશેરકી કટારીમેં દુલાઇ ઇને બાદશાહી**’ એમ બોલીને સુંદરરાણીને દેખાડવા માંડી. કર્ણસિંહની બહેન રૂપાલીબા હવે ઠેકાણે આવી. હવે તે પણ સુંદરરાણીને ચહાવા લાગી. ઇશ્વર ઇચ્છાથી કર્ણસિંહને ત્યાં ત્રણ પુત્રોની પ્રાપ્તી થઇ. તેઓ કર્ણસિંહ જેવાજ બળવાન થયા. કર્ણસિંહ અને સુંદરરાણી ઘણા સુખમાં દિવસ નિર્ગમન કરત કૈલાશવાસી થયા.

સમાપ્ત.

### દોહરો.

સતી સત જો ચુકશે, ધરતી ન ઝીલે ભાર;
બ્રહ્માંડ બધું ભાગી પડે, રહેછે સત્ય આધાર.
સત્યનો સુરજ સાખીઓ, સત્યનો બેલી સહુકોય;
સતી સત ચુકે નહિ, જો કુલ ઉજ્વલ હોય.

સામળભટ.

---

### દોહરો.

પરનાર કેરો નેહડો, કરે એ સર્વે ફોક;
સુખે કોઇ બેશે નહી, વેરી સરવ લોક.
કઇઆ કીચક શત હણ્યા, રોળ્યો રાવણ રાય;
કૈરવ કુલ નિકંદન થયું, કામની નેહે ત્યાંય.

સામળભટ.

---

### છપ્પા.

એક ન મેરી નાર, બોલાવે પિયુને ભ્રાંતે;
એક અનુવર્તિ કરે ભાર, પ્યાર રાખે દીલખાંતે
એક વનિતા દે દુઃખ, દુઃખે દાવાનળ દાઝે;
એક કરે અન્ય ભોગ, વિજોગ ડરથી ઘર ભાજે;
પણ સુંદરનાર સંળક્ષણી, તારણ તરણ સફલ ફળે;
કવિ સામળ કહે સંસારમાં, ભાગ્ય બળે ભામની મળે.

---

### છપ્પા.

રણમાં ઝુઝે રહી, વાઘ સાથે બથબાથે;
હસ્તિદંત એક હાથ, ઝડપથી મરડી ઝાલે;
મણિધર મણી મરોડ, હોડ અરણવ જળ પેસે;

લે ગઢ લાખ કરોડ, બાજુ બુધવંતાં બેસે;
જે અગમ નિગમ લક્ષણ લહે, ત્રિલોકને જીતે તકે;
સામળ કહે શોધી જુઓ, નારિ રાખિકો નવ શકે.

---

દોહરો.

પ્રીત કરી પરનારની, કેવળ જાએ પ્રાણ;
લેશે અંત પર નારનો, તેનું નામ અજાણ.
નારી કહેશે કુડી, તેને રૂઠ્યો દૈવ;
પરનારીની પ્રીતથી, જાશે દુઃખ સદૈવ.
ચતુર હોયતો ચેતજો, એક ઘડીનું સુખ;
પરનારીના ભોગથી, લક્ષ કોટિધા દુઃખ.
પરનારી પાપી થકી, ભુંડી જાણો એહ;
ક્ષણ ક્ષણ કાયા કાપશે, સદૈવ દમશે દેહ.
આ લોકે ઘાતી દુઃખ છે, પરલોકે બહુ પીડ;
નારી નરકની ખાણ છે, કોટિ લક્ષધા કીડ.
પરનારી નિરખી નહી, તે જીત્યો સંસાર;
જોગી જન તે ખરો, ઉતર્યો તે ભવપાર.

---

ચોપાઇ.

રાવણે દશ મુખ કીધાં લાજ, ખોયું લંકા ઘડનું રાજ
સ્ત્રીથી ખાંપણ લાગી ચંદ્ર, શત ભગ પામ્યો આપે ઇંદ્ર.
સ્ત્રીથી કૌરવ સોએ શમ્યા, સ્ત્રીથી પાંડવ વનમાં ભમ્યા.
સ્ત્રીથી કીચક હેડે હણ્યા, સ્ત્રીથી દુઃખ પામ્યા નર ઘણા.
સ્ત્રી સંગથી થયા એ હાલ, સ્ત્રી સંગથી આવેરે કાળ;
સ્ત્રીને તો પગે લાગીએ, મુકી માન દુરથી ભાગીએ.

સ્ત્રીતે આદ્ય શક્તિ કહેવાય, અજીત એ જીતી નવ જાય;
શ્રી પાલ રત્નાગર તણી, સ્ત્રી બલવંત અતીશે ઘણી.
સ્રષ્ટીનું મંડાણ સ્ત્રીથી હોય, તેમાં સંદેહ ન રાખો કોય;
નિરગોખને વિક્રમ રાય, તે પર દુઃખ ભંજન કહેવાય.
ભોજરાજ જેવો જોડ ભૂપ, સકળ સૃષ્ટી રામાથી રૂપ;
કરણ વિકરણ યુધિષ્ટર જોય, જનક સરખા જુવતિથી હોય.
વ્યાસ વસિષ્ટ મારકંડ મુની, વેદવ્યાસ કરતા ધુની;
અનમી અહંકારી જે સુર, નારીથી પગટયા એ નુર.
નારી મોટી નરથી ઘણું, સરવે તેજ તે નારી તણું;
શ્રી આરાસુર અંબે તણી, તે શું પ્રીત કીજે અતિ ઘણી.
તે આગળ રહીએ કરજોડ, જુગમાં સ્ત્રી કેરી નહી જોડ;
તેથી જશ જગમાં પામિએ, વેદના દુઃખ સરવે વામિએ.
પરનારી મારી કરે ચકચુર, ડાહ્યા નર તે રહેજો દુર;
છેલો અક્ષર કહું છું સહી, પરનારી સંગ કરવો નહી.

સામળભટ.